ઉપર રહું. તેવો જ ખોરાક સાંજે. હું જોઉં કે રોટી તો બેત્રણ કટકા જ લેવાય. વધારેની માગણી કરતાં શરમ આવે.

મારી આવી સ્થિતિ જોઇને મિત્રને એક દિવસ ખીજ ચડી ને બોલ્યા: 'જો તું માનો જણ્યો ભાઇ હોત તો હું તને જરૂર પાછો જ મોકલી દેત. પ્રતિજ્ઞાને વળગી રહેવાના વહેમમાં તું આ દેશમાંથી કંઇ જ નથી શીખી શકવાનો. વળી તું તો કહે છે કે તે એકવાર માંસ ખાધું છે. તને તે ભાવ્યું પણ ખરૂં. જ્યાં ખાવાની કશી જરૂર નહોતી ત્યાં તેં ખાધું. અત્યારે જ્યાં ખાવાની ખાસ જરૂર છે ત્યાં ત્યાગ! આ કેવું આશ્ચર્ય!'

હું એક ટળી બે ન થયો.

આવી દલીલો રોજ ચાલે. છત્રીસ રોગનો હરનાર એક નન્નો જ મારી પાસે હતો. મિત્ર જેમ મને સમજાવે તેમ મારી દૃઢતા વધે. રોજ ઇશ્વરની રક્ષા યાચું. ને મને મળે. ઇશ્વર કોણ તે હું ન જાણું. પણ પેલી રંભાએ આપેલી શ્રદ્ધા પોતાનું કામ કરી રહી હતી.

એક દિવસ મિત્ર બેંથમનું એક પુસ્તક લાવ્યા અને વાંચવાનું શરૂ કર્યું. ભાષા અઘરી, હું માંડ સમજું. મિત્રે તો ચર્ચા કરવા માંડી. મેં ધીમેથી કહ્યું:

'મને માફ કરો એમ ઇચ્છું છું. હું આવી ઝીણી વાતો નહિ સમજું. માંસ ખાવું જોઇએ એ હું કબૂલ કરૂં છું. પણ મારી પ્રતિજ્ઞાનું બંધન હું નહિ તોડી શકું. એને વિષે દલીલ હું નહિ કરી શકું. દલીલમાં તમને હું ન જ જીતું એવી મારી ખાતરી છે. પણ મને મૂરખ માનીને અથવા હઠીલો માનીને આ બાબતમાં મને છોડી દો. તમારો પ્રેમ હું સમજું છું. તમને હું મારા પરમ હિતેચ્છુ માનું છું. તમને દુઃખ થાય છે તેથી તમે મને આગ્રહ

કરો છો એ પણ હું જોઇ રહ્યો છું. પણ હું લાચાર છું. મારી પ્રતિજ્ઞા નહિ તૂટે.'

મિત્ર જોઇ રહ્યા. તેમણે પુસ્તક બંધ કર્યું. 'બસ, હવે હું દલીલ નહિ કરૂં,' કહી ચૂપ રહ્યા. હું રાજી થયો. આ પછી તેમણે દલીલ કરવી છોડી દીધી.

પણ મારે વિષેની તેમની ચિંતા દૂર ન થઇ. તે બીડી પીતા, દારૂ પીતા. મને તેમાંની એકે વસ્તુ કરવાનું કદી ન કહ્યું. ઉલટું તે ન કરવાનું કહે. માંસાહાર વિના હું નબળો થઇશ, અને ઇંગ્લંડમાં છૂટથી રહી નહિ શકું એ તેમની ચિંતા હતી.

હવે મેં માંસાહારની વિરૂદ્ધના અને અન્નાહારની તરફેણનાં પુસ્તકો વાંચવા માંડયા. વાંચનને પરિણામે મારી પ્રતિજ્ઞા ધીમે ધીમે વધુ દઢ બનતી ગઇ; માતાની પાસે કરેલી પ્રતિજ્ઞા હવે મને વિશેષ આનંદદાયી થઇ પડી.

દરમ્યાન પેલા મિત્રની મારે વિષેની ચિન્તા દૂર નહોતી થઇ. તેમણે પ્રેમને વશ થઇને માન્યું કે હું જો માંસાહાર નહિ કરૂં તો નબળો થઇશ, એટલું જ નહિ પણ હું 'ભોટ' રહેવાનો, કેમકે અંગ્રેજ સમાજમાં ભળી જ નહિ શકું. તેથી તેમણે મને સુધારવાનો એક છેલ્લો પ્રયત્ન કર્યો. મને નાટકમાં લઇ જવાને નોતર્યો. ત્યાં જતાં પહેલાં મારે તેમની સાથે હોબર્ન ભોજનગૃહમાં ખાવાનું હતું. આ ગૃહ મારી નજરે મહેલ હતો. એવા ગૃહમાં જવાનો વિકટોરિયા હોટેલ છોડયા પછી આ પહેલો અનુભવ હતો. વિકટોરીયા હોટેલનો અનુભવ નકામો હતો. કેમકે ત્યાં તો હું બેભાન હતો એમ ગણાય. સેંકડોની વચ્ચે અમે બે મિત્રોએ એક ટેબલ રોકયું. મિત્રે પહેલું પીરસણ મંગાવ્યું. તે 'સુપ' હોય. હું મૂંઝાયો. મિત્રને શું પૂછું? મેં તો પીરસનારને પાસે બોલાવ્યો.

મિત્ર સમજ્યા. ચિડાઈને મને પૂછયું:

'શું છે?'

મેં ધીમેથી સંકોચપૂર્વક કહ્યું:

'મારે પૂછવું છે, આમાં માંસ છે કે?'

'આવું જંગલીપણું આવા ગૃહમાં નહિ ચાલે. જો તારે હજુ પણ એમ કચકચ કરવી હોય તો તું બહાર જઈ કોઈ નાનકડા ભોજન-ગૃહમાં ખાઈ લે ને બહાર મારી વાટ જોજે.'

હું આ ઠરાવથી રાજી થઈ ઉઠયો ને બીજી વીશી શોધી. પાસે એક અન્નાહાર આપનારૂં ભોજનગૃહ હતું, પણ તે તો બંધ થઈ ગયું હતું. હવે શું કરવું તે મને સમજ ન પડી. હું ભૂખ્યો રહ્યો. અમે નાટકમાં ગયા. મિત્રે પેલા બનાવ વિષે એક શબ્દ પણ ન ઉચ્ચાર્યો. મારે તો કંઈ બોલવાનું હોય જ શેનું?

પણ આ અમારી વચ્ચે છેલ્લું મિત્રયુદ્ધ હતું. અમારો સંબંધ ન તૂટયો, ન કડવો બન્યો. હું તેમના આ બધા પ્રયાસોની પાછળ રહેલો પ્રેમ વરતી શકયો હતો, તેથી વિચારની અને આચારની ભિન્નતા છતાં મારો તેમના પ્રત્યેનો આદર વધ્યો.

# 'સભ્યતા'ની કેળવણી

હું 'ભોટ' જ રહેવાનો છું—એવી મારા મિત્રની બીતિ મારે ભાંગવી જોઇએ એમ મને હવે લાગ્યું. મેં નિશ્ચય કર્યો કે હું જંગલી નહિ રહું, 'ભોટ' નહિ રહું, સભ્ય માણસનાં લક્ષણો કેળવીશ, ને બીજી રીતે સમાજમાં ભળવાને લાયક બની મારી અન્નાહારની વિચિત્રતા ઢાંકીશ.

મેં 'સભ્યતા' કેળવવાનો ગજા ઉપરવટનો ને છીછરો માર્ગ લીધો.

જોકે વિલાયતી પણ મુંબઇના કાપનાં કપડાં, સારા અંગ્રેજ સમાજમાં ન શોભે તેથી 'આર્મી ને નેવી' સ્ટોરમાં કપડાં કરાવ્યાં. ઓગણીસ શિલિંગની 'ચીમની' ટોપી માથા ઉપર ઘાલી. આટલેથી સંતોષ ન પામતાં બોંડ સ્ટ્રીટમાં જ્યાં શોખીન માણસોનાં કપડાં સિવાતાં ત્યાં સાંજનો પોશાક કરાવ્યો, ને દસ પાઉંડમાં દીવાસળી મૂકી. ભોળા ને બાદશાહી દિલના વડીલ ભાઇની મારફતે ખાસ સોનાનો અછોડો બે ખીસાંમાં લટકાવાય તેવો મંગાવ્યો ને તે મળ્યો પણ. તૈયાર બાંધેલી ટાઇ પહેરવી એ શિષ્ટાચાર ન ગણાય, તેથી ટાઇ બાંધવાની કળા હાથ કરી. દેશમાં તો અરીસો હજામતને દહાડે જોવાને મળતો. પણ અહીં તો મોટા અરીસાની સામે ઉભા રહી ટાઇ બરાબર બાંધવામાં અને વાળને પટિયાં પાડી બરોબર

સેંથો પાડવામાં રોજ દસેક મિનિટનો ક્ષય તો થાય જ. વાળ મુલાયમ નહિ, એટલે તેને ઠીક વળેલા રાખવાને સારૂ બ્રશ (એટલે સાવરણી જ ના!) સાથે રોજ લડાઇ થાય. અને ટોપી ઘાલત ને કાઢતાં હાથ તો જાણે કે સેંથો સંભાળવાને માથે ચડયા જ છે

પણ આટલી ટાપટીપ જ બસ નહોતી. એકલા સભ્ય પોશાકથી થોડું સભ્ય થવાય છે? સભ્યતાના બીજા કેટલાક બાહ્ય ગુણો પણ મેં જાણી લીધા હતા ને તે મારે કેળવવા હતા. સભ્ય પુરૂષે નાચી જાણવું જોઇએ. તેણે ફ્રેંચ ઠીકઠીક જાણવું જોઇએ વળી સભ્ય પુરૂષને છટાદાર ભાષણ કરતાં આવડવું જોઇએ. મે નાચ શીખી લેવાનો નિશ્ચય કર્યો. એક વર્ગમાં જોડાયો. એક સત્રન ત્રણેક પાઉંડ ભર્યા. ત્રણેક અઠવાડિયાંમાં છએક પાઠ લીધા હશે બરેબર તાલસર પગ ન પડે. પિયાનો વાગે પણ તે શું કહી રહેલ છે તે ખબર ન પડે. 'એક, બે, ત્રણ' ચાલે, પણ તેની વચ્ચેનુ અંતર તો પેલું વાજું જ બતાવે, તે કંઇ ગમ ન પડે. ત્યારે હવે હવે તો બાવાજીની બિલાડીવાળું થયું. ઉંદરને દૂર રાખવા બિલાડી બિલાડીને સારૂ ગાય, એમ બાવાજીનો પરિવાર વધ્યો, તેમ માર લોભનો પરિવાર પણ વધ્યો. વાયોલિન વગાડતાં શીખું, એટલે સૂરની ને તાલની ગમ પડશે. ત્રણ પાઉંડ વાયોલિન ખરીદવામ હોમ્યા ને તેના શિક્ષણને સારુ કંઇક આપ્યા! ભાષણ કરત શીખવાને સારૂ ત્રીજા શિક્ષકનું ઘર શોધ્યું. તેને પણ એક ગિની તો આપી જ. વળી આને માટે 'બેલનું સ્ટેંડર્ડ એલોક્યુશનિસ્ટ' નામનુ પુસ્તક પણ લીધું.

આ બેલસાહેબે મારા કાનમાં ઘંટ વગાડયો. હું જાગ્યો.

મારે ક્યાં ઈંગ્લંડમાં જન્મારો કાઢવો છે? હું છટાદાર ભાષણ કરવાનું શીખીને શું કરવાનો હતો? નાચ નાચીને હું સભ્ય કેમ બનીશ? વાયોલિન શીખવાનું તો દેશમાંયે બને. હું તો વિદ્યાર્થી

છું. મારે વિદ્યાધન વધારવું જોઇએ. મારે મારા ધંધાને લગતી તૈયારી કરવી જોઇએ. મારા સદ્વર્તનથી હું સભ્ય ગણાઉં તો ઠીક જ છે, નહિ તો મારે એ લોભ છોડવો જોઇએ.

આ વિચારની ધૂનમાં મેં ઉપલી મતલબનો એક કાગળ ભાષણશિક્ષકને મોકલી દીધો. તેની પાસે મેં બે કે ત્રણ પાઠ જ લીધા હતા. નાચશિક્ષિકાને પણ તેવો જ પત્ર લખ્યો. વાયોલિન શિક્ષિકાને ત્યાં વાયોલિન લઇને ગયો. જે દામ આવે તેટલે તે વેચી નાંખવાની તેને પરવાનગી આપી.

સભ્ય બનવાની મારી આ ઘેલછા લગભગ આમ ત્રણેક માસ ચાલી હશે. પોશાકની ટાપટીપ તો વર્ષો સુધી નભી. પણ આ પ્રસંગ પછી હું વિદ્યાર્થી બન્યો.

## ફેરફારો

કોઈ એમ ન માને કે નાચ આદિના મારા આ અખતરા માત્ર સ્વચ્છંદતાને ખાતર હતા; તેની પાછળ કંઈક સમજણ હતી એમ વાંચનારે જોયું હશે. આ મૂર્છાના કાળમાંયે હું અમુક અંશે સાવધાન હતો. પાઈએ પાઈનો હિસાબ રાખતો. ખર્ચની ગણતરી હતી. દર માસે પંદર પાઉંડથી વધારે ન ખરચવા એમ નિશ્ચય કર્યો હતો. બસ (મોટર)માં જવાનું કે ટપાલનું ખર્ચ પણ હંમેશા માંડતો, ને સૂતા પહેલાં હંમેશા મેળ મેળવી જતો. આ ટેવ છેવટ સુધી કાયમ રહી. અને હું જાણું છું કે તેથી જાહેર જીવનમાં મારે હસ્તક લાખો રૂપિયાનો ઉપાડ થયો છે તેમાં હું યોગ્ય કરકસર વાપરી શક્યો છું, ને જેટલી હિલચાલો મારા હાથ તળે ચાલી છે તેમાં કોઈ દિવસ મેં કરજ નથી કર્યું, પણ દરેકમાં કંઈક ને કંઈક જમે પાસામાં રહ્યું જ છે. દરેક નવયુવક પોતાને મળતા થોડા રૂપિયાનો પણ હિસાબ કાળજીપૂર્વક રાખશે તો તેનો લાભ જેમ ભવિષ્યમાં મને અને પ્રજાને મળ્યો તેમ તે પણ અનુભવશે.

મારી રહેણી ઉપર મારો અંકુશ હતો તેથી હું જોઈ શક્યો કે મારે કેટલું ખર્ચ કરવું જોઈએ. હવે મેં ખર્ચ અડધું કરી નાંખવાનો વિચાર કર્યો. હિસાબ તપાસતાં જોયું કે મને ગાડીભાડાંનો ખર્ચ સારી પેઠે થતો હતો. વળી કુટુંબમાં રહેવાથી અમુક રકમ તો અઠવાડિયે જાય જ; આથી પોતાની જ કોટડી લઈને રહેવું અને કામ પ્રમાણે તથા અનુભવ મેળવવા સારુ જુદાં જુદાં પરાંમાં ઘર બદલવું એવો મેં ઠરાવ કર્યો. ઘર એવે ઠેકાણે પસંદ કર્યાં કે જ્યાંથી કામની જગ્યાએ અડધા કલાકમાં ચાલીને જઈ શકાય ને ગાડીભાડું બચે. આ પહેલાં હંમેશા જવાનું હોય ત્યાં ગાડીભાડું ખરચવું પડતું અને ફરવા જવાનો વખત નોખો કાઢવો પડતો.

હવે કામે જતાં જ ફરાઇ જાય એવી ગોઠવણ થઇ અને આ ગોઠવણથી હંમેશા આઠદશ માઇલ તો હું સહેજે ફરી નાંખતો. મુખ્યત્વે આ એક ટેવને લીધે હું ભાગ્યે જ વિલાયતમાં માંદો પડયો હઇશ. શરીર ઠીક કસાયું. કુટુંબમાં રહેવાનું છોડી બે કોટડી ભાડે લીધી; એક સૂવાની અને એક બેઠકની. આ ફેરફાર બીજો કાળ ગણાય. હજુ ત્રીજો ફેરફાર હવે પછી થવાનો રહે છે.

આમ અરધું ખર્ચ બચ્યું. પણ વખતનું શું? હું જાણતો હતો કે બૅરિસ્ટરની પરીક્ષાને સારૂ બહુ વાંચવાની જરૂર નહોતી; તેથી મને ધીરજ હતી. મારૂં કાચું અંગ્રેજી મને દુઃખ દેતું હતું. લેલી-સાહેબના શબ્દો 'તું બી. એ. થા, પછી આવજે' ખૂંચતા હતા. મારે બૅરિસ્ટર થવા ઉપરાંત કંઇક બીજો અભ્યાસ પણ કરવો જોઇએ, એમ મને લાગ્યું.

કોઈ મિત્રે કહ્યું: 'જો તારે કંઇ કઠણ જ પરીક્ષા આપવી હોય તો તું લંડનની મેટ્રિક્યુલેશનમાં પાસ થા. તેમાં મહેનત ઠીક કરવી પડશે ને સામાન્ય જ્ઞાન વધશે. ખર્ચ તો મુદ્દલ નહિ વધે.' આ સૂચના મને ગમી. પરીક્ષાના વિષયો જોઇ હું ભડકયો. લેટિન અને બીજી ભાષા ફરજ્યાત! લેટિન કેમ થાય? પણ મિત્રે સમજાવ્યું: 'લેટિનનો ઉપયોગ વકીલને બહુ હોય છે. વળી લેટિન જાણવાથી તો અંગ્રેજી ભાષા ઉપર કાબૂ વધે.' આ બધી દલીલોની અસર થઇ. મુશ્કેલ હો કે ન હો, પણ લેટિન તો શીખવું જ. ફ્રેંચ લીધેલું પૂરૂં કરવું. એટલે બીજી ભાષા ફ્રેંચ એમ નિશ્ચય કર્યો. એક ખાનગી મેટ્રિક્યુલેશન વર્ગ ચાલતો હતો તેમાં જોડાયો. પરીક્ષા દર છ માસે થાય. મને ભાગ્યે પાંચ માસનો વખત હતો. આ કામ મારા ગજા ઉપરાંત હતું. પરિણામ એ આવ્યું કે સભ્ય બનવામાંથી હું તો અત્યંત ઉદ્યમી વિદ્યાર્થી બન્યો. ટાઇમ ટેબલ બનાવ્યું. મિનિટો સાચવી. પણ મારી બુદ્ધિ કે યાદશક્તિ એવાં નહોતાં કે હું બીજા

વિષયો ઉપરાંત લૅટિન અને ફ્રેંચને પહોંચી શકું. પરીક્ષામાં બેઠો. લૅટિનમાં નાપાસ થયો. દુઃખી થયો, પણ હાર્યો નહિ.

ફરી પરીક્ષા આપવાની તૈયારીની સાથે જ રહેણીમાં વધારે સાદાઇ દાખલ કરવાનો પ્રયાસ આદર્યો. મને લાગ્યું કે હજુ મારા કુટુંબની ગરીબાઇને છાજે તેવું સાદું મારૂં જીવન નથી. ભાઇની તંગીનો અને તેમની ઉદારતાનો વિચાર કરતાં હું કચવાયો. જેઓ પંદર પાઉંડ અને આઠ પાઉંડ દર માસે ખર્ચતા હતા તેમને તો શિષ્યવૃત્તિઓ મળતી હતી. મારા કરતાં વધારે સાદાઇથી રહેનારને પણ હું જોતો હતો. મારા પ્રસંગમાં આવા ગરીબ વિદ્યાર્થીઓ ઠીક પ્રમાણમાં આવ્યા હતા. એક વિદ્યાર્થી લંડનના કંગાળ ભાગમાં અઠવાડિયાના બે શિલિંગ ભરી એક કોટડીમાં રહેતો હતો, અને લોકાર્ટની સસ્તી કોકોની દુકાનમાં બે પેનીનાં કોકો અને રોટી ખાઇ ને ગુજારો કરતો હતો. તેની હરીફાઇ કરવાની તો મારી શક્તિ નહોતી, પણ હું અવશ્ય બેને બદલે એક કોટડીમાં રહી શકું અને અરધી રસોઇ હાથે પણ પકાવી શકું એમ લાગ્યું. આમ કરવાથી હું દર માસે ચાર કે પાંચ પાઉંડમાં રહી શકું. બે કોટડી કાઢી નાંખી અઠવાડિયાના આઠ શિલિંગની એક કોટડી ભાડે લીધી. એક સગડી ખરીદી ને સવારનું હાથે પકાવવાનું શરૂ કર્યું. પકાવવામાં ભાગ્યે વીસ મિનિટ જતી. ઓટમિલની ઘેંસ અને કોકોને સારુ પાણી ઉકાળવામાં શો વખત જાય? બપોરે બહાર જમી લેવું અને સાંજે પાછો કોકો બનાવી રોટીની સાથે લેવો. આમ હું એકથી સવા શિલિંગમાં રોજ ખાવાનું મેળવી લેતાં શીખ્યો. આ મારો સમય વધારેમાં વધારે ભણતરનો હતો. જીવન સાદું થવાથી વખત વધારે બચ્યો. બીજીવેળા પરીક્ષામાં બેઠો ને પાસ થયો.

પણ વાંચનાર એમ ન માને કે આ સાદાઇથી મારું જીવન નીરસ થયું. ઉલટું આ ફેરફારોથી કૌટુમ્બિક સ્થિતિની સાથે મારી રહેણીનો મેળ મળ્યો; મારું જીવન વધુ આનંદમય બન્યું.

## શરમાળપણું—મારી ઢાલ

જેમજેમ હું મારા જીવનનો વધુ ને વધુ વિચાર કરતો ગયો તેમતેમ મને બહારના અને અંતરના આચારમાં ફેરફારો કરવાની જરૂર જણાઈ. જે ગતિથી રહેણીમાં અને અને ખર્ચમાં ફેરફારો થયા તે જ ગતિથી અથવા વધારે વેગથી ખોરાકમાં ફેરફારો કરવાનું મેં શરૂ કર્યું. અન્નાહાર વિષેનાં અંગ્રેજી પુસ્તકોમાંથી મેં વાંચ્યું કે મનુષ્યને પશુપંખીની ઉપર સામ્રાજ્ય મળ્યું છે તે તેઓને મારી ખાવાને અર્થે નહિ પણ તેઓની રક્ષા અર્થે, અથવા જેમ મનુષ્ય એકબીજાનો ઉપયોગ કરે છે પણ એકબીજાને ખાતા નથી તેમ પશુપંખી પણ તેવા ઉપયોગ અર્થે છે, ખાવાને અર્થે નહિ. વળી તેઓએ જોયું કે ખાવું તે ભોગને અર્થે નહિ પણ જીવવાને અર્થે જ છે.

આ બધાની અસર મારા પર પડી અને હું હવે એ વિચારના લોકોને મળતો થયો. વિલાયતમાં આને લગતું એક મંડળ હતું અને એક સાપ્તાહિક પત્ર પણ ચાલતું હતું. હું મંડળનો સભ્ય બન્યો અને સાપ્તાહિકનો ઘરાક થયો.

ઘેરથી મીઠાઈઓ, મસાલા વગેરે મંગાવ્યાં હતાં તે મેં બંધ કર્યાં અને બીજું વલણ લીધું. મસાલાઓનો શોખ મોળો પડી ગયો અને જે ભાજી રિચમંડમાં મસાલા વિના ફીકી લાગતી હતી તે કેવળ બાફેલી સ્વાદિષ્ટ લાગી. આવા અનેક અનુભવથી હું શીખ્યો કે સ્વાદનું ખરું સ્થાન જીભ નથી પણ મન છે.

અન્નાહારનો આમ જ્ઞાનપૂર્વકનો સ્વીકાર તો મેં વિલાયતમાં જ કર્યો. આને માટે મને હવે ખૂબ ઉત્સાહ આવ્યો. જ્યાં હું રહેતો હતો તે લત્તો બેઝવોટરનો હતો. આ લત્તામાં સર એડવિન આર્નોલ્ડ રહેતા હતા. તેમને મેં ઉપપ્રમુખ થવા નોતર્યા; તે થયા. દાક્તર ઓલ્ડફીલ્ડ પ્રમુખ થયા. હું મંત્રી બન્યો. અમે અન્નાહારી મંડળ સ્થાપ્યું.

અન્નાહારી મંડળની કાર્યવાહક સમિતિમાં હું ચુંટાયો તો ખરો, અને ત્યાં દરેક વખતે હાજરી પણ ભરતો, પણ બોલવાને જીભ જ ન ઉપડે. મને ડા. ઓલ્ડફિલ્ડ કહે, 'તું મારી સાથે તો ઠીક વાતો કરે છે, પણ સમિતિની બેઠકમાં તો કદી જીભ જ નથી ઉપાડતો. તને નરમાખની ઉપમા ઘટે છે.' હું આ મશ્કરી સમજ્યો. માખીઓ નિરંતર ઉદ્યમી રહે છે પણ નરમાખ ખાતોપીતો રહે છે ને કામ કરતો જ નથી. સમિતિમાં બીજા સૌ પોતાપોતાના અભિપ્રાય દર્શાવે ત્યારે હું મૂંગો જ બેસી રહું એ કેવું? મને બોલવાનું મન ન થતું એમ નહિ. પણ શું બોલવું? બધા સભ્યો મારા કરતાં વધારે જાણનારા લાગે. વળી કોઇ બાબતમાં બોલવા જેવું લાગે અને હું બોલવાની હિમ્મત કરવા જતો હોઉં તેવામાં તો બીજો વિષય ઉપડે અને મારી હિંમત નકામી જાય.

મારૂં આ શરમાળપણું વિલાયતમાં છેવટ સુધી રહ્યું. કોઇને મળવા જતાંયે જ્યાં પાંચસાત માણસનું મંડળ એકઠું થાય ત્યાં હું મુંગો બની જાઉં. આ શરમાળપણાના બેએક પ્રસંગો તો અત્યંત રમુજી છે.

એક વખત હું વેટનર ગયેલો. ત્યાં મજમુદાર પણ હતા. અહીં એક અન્નાહારી ઘરમાં અમે રહેતા હતા. અન્નાહારને ઉત્તેજન આપવાની એકવાર અહીંઆ સભા મળી. અમને બન્નેને બોલવાનું આમંત્રણ મળ્યું. બન્નેએ કબૂલ રાખ્યું. લખેલું ભાષણ વાંચવામાં કંઇ બાધ ન ગણાતો એમ મેં જાણી લીધું હતું. પોતાના વિચારો કડીબદ્ધ ને ટૂંકામાં મૂકવાને સારૂં ઘણા લખેલું વાંચતા એમ હું જોતો. મેં મારૂં ભાષણ લખ્યું. બોલવાની તો હિમ્મત જ નહોતી. હું વાંચવા ઉભો થયો પણ એ ય હિમ્મત ન ચાલી. આંખે સુઝે નહિ ને હાથપગ ધ્રૂજે. મારું ભાષણ ભાગ્યે ફૂલ્સકેપનું એક પાનું હશે. તે મજમુદારે વાંચી સંભળાવ્યું. મજમુદારનું ભાષણ તો સરસ થયું. સાંભળનારા તેમનાં વચનોને તાળીઓના અવાજથી વધાવી

લેતા હતા. હું શરમાયો ને મારી બોલવાની અશક્તિને લીધે દુઃખ પામ્યો.

આવોજ વિલાયતમાં જાહેરમાં બોલવાનો બીજો અને છેલ્લો પ્રયત્ન મારે વિલાયત છોડતાં કરવો પડયો. વિલાયત છોડતાં પહેલાં અન્નાહારી મિત્રોને હોબર્ન ભોજનગૃહમાં મેં ખાણા સારુ નોતર્યાં હતા. ત્યાંના લોકોએ તો ખાણાને એક કળા તરીકે કેળવેલ છે. ખાણાને વખતે ખાસ શણગાર, ખાસ દમામ થાય છે. વળી વાજાં વાગે, ભાષણો થાય. આ નાનકડા ખાણામાંયે એ બધો આડંબર હતો જ. મારો ભાષણ કરવાનો સમય આવ્યો. હું ઉભો થયો. ખૂબ વિચારીને બોલવાનું તૈયાર કરી ગયો હતો. થોડાં જ વાકયો રચ્યાં હતાં. પણ પહેલા વાકયથી આગળ ચાલી જ ન શકયો. મ્હારે તો એક કહાણી કહીને, વિનોદ કરીને બધાને હસાવવા હતા અને પછી ભાષણ કરવું હતું; પણ એ કરવા જતાં હું પોતે જ વિનોદનું પાત્ર બન્યો. 'ગૃહસ્થો, તમે મારું આમંત્રણ સ્વીકાર્યું તેને સારૂ આભાર માનું છું,' એટલું જ બોલીને મારે તો બેસી જવું પડયું. મારાથી એક શબ્દ પણ વધુ ન બોલાયો.

પણ આવી શરમાળ પ્રકૃતિથી મારી ફજેતી થવા ઉપરાંત મને નુકશાન થયું નથી, ફાયદો થયો છે એમ હવે જોઇ શકું છું. બોલવાનો સંકોચ મને પ્રથમ દુઃખકર હતો તે હવે સુખકર છે. મોટો ફાયદો તો એ થયો કે હું શબ્દોની કરકસર શીખ્યો. મારા વિચારો ઉપર કાબૂ મેળવવાની ટેવ સહેજે પડી. આજે મને હું એવું પ્રમાણપત્ર સહેજે આપી શકું છું કે મારી જીભ કે કલમમાંથી વિચાર્યો વિના કે માપ્યા વિના ભાગ્યે જ કોઇ શબ્દ નીકળે છે.

અનુભવે મને એમ પણ બતાવ્યું છે કે સત્યના પૂજારીએ અલ્પભાષી થવું આવશ્યક છે. થોડું બોલનાર વગર વિચારે નહિ બોલે, પોતાના દરેક શબ્દને તોળશે. એટલે જો કે આરંભમાં મારું શરમાળપણું મને ડંખતું છતાં આજે તેનું સ્મરણ મને આનંદ આપે છે. એ શરમાળપણું મારી ઢાલ હતી. તેનાથી મને પરિપક્વ થવાનો લાભ મળ્યો. મારી સત્યની પૂજામાં મને સહાય મળી.

## ધાર્મિક પરિચયો

**વિલાયતમાં** રહ્યે વર્ષેક થયું હશે તેવામાં બે થિયોસોફિસ્ટ મિત્રોની મને ઓળખાણ થઇ. બન્ને સગા ભાઇ હતા ને અવિવાહિત હતા. તેઓએ મારી પાસે ગીતાજીની વાત કરી. એડવિન આર્નલ્ડે કરેલો ગીતાજીનો અંગ્રેજી અનુવાદ તેઓ વાંચતા હતા; પણ મને તેઓએ તે તેમની સાથે સંસ્કૃતમાં વાંચવા નોતર્યો. હું શરમાયો, મારે તેમને કહેવું પડયું કે 'મેં ગીતાજી સંસ્કૃતમાં વાંચેલ જ નથી. પણ તમારી સાથે હું તે વાંચવા તૈયાર છું. મારો સંસ્કૃતનો અભ્યાસ પણ નહિ જેવો જ છે.'

મેં તેઓની સાથે ગીતા વાંચવાનો આરંભ કર્યો. બીજા અધ્યાયનો છેલ્લો શ્લોક આવ્યો. તેણે તો મારા મન ઉપર બહુ જ ઊંડી અસર કરી. કૃષ્ણ ભગવાને ગીતામાં આપેલા ઉપદેશના ભણકારા મારા કાનમાં વાગ્યા જ કરે. ગીતાજી તો અમૂલ્ય ગ્રંથ છે એમ મને તે વેળાજ પ્રથમ ભાસ્યું. પછી તો એ માન્યતા ધીમે ધીમે વધતી ગઇ, અને આજે ગીતાજીને હું સર્વોત્તમ ગ્રંથ ગણું છું. મારી નિરાશાના સમયે તે ગ્રંથે મને અમૂલ્ય સહાય કરી છે.

આજ અરસામાં એક અન્નાહારી વસતિગૃહમાં મને માન્ચેસ્ટરના એક ભલા ખ્રિસ્તી મળ્યા. તેમણે ખ્રિસ્તી ધર્મની વાત કાઢી. હું

રાજકોટમાં હતો ત્યારે સર્વ સંપ્રદાયો વિષે મને સમભાવ થયો હતો પણ ખ્રિસ્તી ધર્મ તેમાં અપવાદરૂપ હતો. કારણ એ હતું કે તે કાળે હાઈસ્કૂલને ખૂણે કોઈ ખ્રિસ્તી વ્યાખ્યાન આપતા. તે હિંદુધર્મની અને હિંદુધર્મીઓની બદબોઈ કરતા. આ મને અસહ્ય લાગેલું. વળી લોકવાયકા ત્યારે એવી હતી કે ખ્રિસ્તી ધર્મમાં પ્રવેશ કરે તેને ગોમાંસ ખવડાવે છે ને દારૂ પીવડાવે છે. આ વાતોથી મને ત્રાસ પેદા થયેલો. આને લીધે મને એ ધર્મ માટે અભાવ થયેલો.

ખ્રિસ્તી ધર્મ પ્રત્યે થયેલા મારા આ અભાવની વાત મેં પેલા ભાઈને કરી ત્યારે એ બહુજ દુઃખી થયા. તેમણે કહ્યું, 'હું પોતે અન્નાહારી છું, મદ્યપાન પણ નથી કરતો. ઘણા ખ્રિસ્તીઓ માંસાહાર કરે છે, મદ્યપાન કરે છે એ સાચું, પણ એમાંથી એકે વસ્તુ લેવાની એ ધર્મમાં ફરજ નથી. તમે બાઈબલ વાંચો એવી ભલામણ કરું છું.' મેં એ સલાહ માની. મેં એ વાંચવા માંડયું.

ભગવાન ઈશુના ગિરિપ્રવચનની અસર તો મારા પર બહુ સારી પડી. તે હૃદયમાં ઉતર્યું. બુદ્ધિએ ગીતાજીની સાથે તેની સરખામણી કરી. 'તારું પહેરણ માગે તેને અંગરખું આપજે,' 'તને જમણે ગાલે તમાચો મારે તેની આગળ ડાબો ધરજે,' 'એ વાંચીને મને અપાર આનંદ થયો. શામળભટ્ટનો છપ્પો યાદ આવ્યો. ત્યાગમાં ધર્મ છે એ વાત મનને ગમી. બીજા ધર્મોના આચાર્યોના જીવન પણ વાંચવાનું હવે મને મન થયું. ખ્રિસ્તી ધર્મ પ્રત્યે થયેલો અભાવ ઉડી ગયો. મને એ ધર્મ માટે પ્રેમ ઉપજ્યો. તેમના સમાગમે મારામાં જે ધર્મજિજ્ઞાસા જાગ્રત કરી તેને સારુ હું હંમેશાં તેમનો ઋણી રહ્યો છું.

એ પછી તો મ્હેં જરથોસ્તી અને ઇસ્લામ ધર્મનાં પુસ્તકો અને એનાં આચાર્યોનાં જીવન પણ વાંચ્યાં.

આમ મને ધર્મશાસ્ત્રનું ને દુનિયાના ધર્મોનું કંઇક ભાન તો થયું, પણ તેવું જ્ઞાન મનુષ્યને પાપમાં પડતાં બચાવવા માટે પુરતું નથી નીવડતું. મને તો લાગે છે કે પરમેશ્વર પરની મારી શ્રદ્ધાએ જ મને ઘણીવાર નીચે પડતાં બચાવ્યો છે. જ્યારે બધી આશા છોડીને બેસીએ, બન્ને હાથ હેઠા પડે ત્યારે કયાંક ને ક્યાંકથી મદદ આવીને પડે છે એમ મેં અનુભવ્યું છે. સ્તુતિ, ઉપાસના, પ્રાર્થના એ વહેમ નથી, પણ આપણે ખાઇએ છીએ, પીએ છીએ, ચાલીએ બેસીએ છીએ, એ બધું જેટલું સાચું છે તેના કરતાંયે એ વધારે સાચી વસ્તુ છે. માત્ર એટલું છે કે એ ઉપાસના, એ પ્રાર્થના મોઢાની ન હોવી જોઇએ; ખરા હૃદયમાંથી નીકળવી જોઇએ.

# બૅરિસ્ટર તો થયા–પણ તોય!

જે કામ–બૅરિસ્ટર થવા–ને સારુ હું વિલાયત ગયો હતો તે મેં ત્રણ વર્ષમાં પૂરું કર્યું. પરીક્ષા થઇ ગઇ, હું પાસ થયો. ૧૮૯૧ ની ૧૦ મી જુને હું બૅરિસ્ટર કહેવાયો; અગિયારમીએ અઢી શિલિંગ આપીને ઇંગ્લાંડની હાઇકોર્ટમાં મેં મારું નામ નોંધાવ્યું. બીજે જ દિવસે હિંદ આવવા ચાલી નીકળ્યો.

પણ મારી નિરાશા અને ભીતિનો પાર નહોતો. કાયદાઓ વાંચ્યા તો ખરા પણ હું વકીલાત કરી શકું એવું તો મને કંઇ જ નથી આવડયું એમ લાગ્યું.

બૅરિસ્ટર કહેવાવું સહેલું લાગ્યું, પણ બૅરિસ્ટરું કરવું અઘરું જણાયું. કાયદાઓ વાંચ્યા પણ વકીલાત કરવાનું ન શીખ્યો. કાયદામાં મેં કેટલાક ધર્મસિદ્ધાંતો વાંચ્યા તે ગમ્યા. પણ તેમનો ધંધામાં કેમ ઉપયોગ કરી શકાશે એ સમજ ન પડી.

મારા એક મિત્રે મને ફ્રેડરીક પિંકટને મળવાની સૂચના કરી. હું એમની પાસે ગયો. મારી નિરાશાને એમણે હસી કાઢી. એમણે કહ્યું: ‘વકીલાત કરવા સારુ બધામાં ફિરોજશા મહેતાની હોશિયારી અને યાદશક્તિ હોવી જોઇએ એવું કાંઇ નથી. એમાં તો પ્રમાણિકતા અને ખંત એ વાનાં હોય તો બસ છે.’ આ બેઉ વસ્તુ મારી પાસે ઠીક પ્રમાણમાં હતી એટલે મને કંઇક આશા આવી.

આમ નિરાશામાં જરાક જેટલું આશાનું મેળવણ લઇ ધ્રૂજતે પગે હું મુંબઇને બંદરે ‘આસામ’ સ્ટીમરમાંથી ઉતર્યો.

માનાં દર્શન કરવા હું અધીરો થઇ રહ્યો હતો. પણ ઘેર પહોંચતાં જ ભાઇએ ખબર આપ્યા કે એ તો સ્વર્ગે સીધાવી ગઇ છે; માત્ર મને વિલાયતમાં વધુ આઘાત લાગશે એમ ધારી ત્યાં ખબર નહોતા આપ્યા.

વડીલ ભાઇએ તો મારા ઉપર ઘણી આશાઓ રાખેલી. હું ખૂબ કમાણી કરવાનો છું એમ માનીને એમણે ઘરખર્ચ વધારી મૂક્યો હતો. રાજકોટમાં તુરત ધંધો શરૂ કરવામાં તો હાંસીજ થાય એમ લાગ્યું.

મિત્રવર્ગની સલાહ એમ પડી કે મારે થોડો વખત મુંબઇ જઇ હાઇકોર્ટનો અનુભવ લેવો તથા હિંદુસ્તાનના કાયદાનો અભ્યાસ કરવો, ને કંઇ વકીલાત મળે તો મેળવવા કોશિશ કરવી.

હું મુંબઇમાં આવ્યો. ખૂબ વાંચવા માંડયું. પણ ત્યાંના મોટા મોટા અડીખમોની વાતો સાંભળું અને ગભરાઇ જાઉં. કેસ ચલાવવાની હિંમત જ ન આવે. મારું આ દુઃખ હું કોને કહું? સાસરે ગયેલી નવી વહુના જેવી મારી સ્થિતિ થઇ.

એટલામાં મમીબાઇનો કેસ મારે નસીબે આવ્યો. મેં એ હાથમાં લીધો. કેસ સહેલો હતો. તે દિવસે હું પહેલીજ વાર મુંબઇની સ્મોલકોઝ કોર્ટમાં દાખલ થયો. હું પ્રતિવાદીનો વકીલ હતો, એટલે મારે ઉલટ તપાસ કરવાની હતી. હું ઊભો તો થયો પણ પગ ધ્રૂજે, માથું ફરે. મને લાગે કે કોરટ ફરે છે. સવાલ પૂછવાનું સૂઝે જ નહિ. જજ હસ્યો હશે. વકીલોને તો ગમ્મત પડી જ હશે. પણ મારી આંખને કયાં કંઇ જોવાપણું હતું?

હું બેસી ગયો. દલાલને કહ્યું કે મારાથી આ કેસ નહિ ચલાવાય, બીજાને રોકી લ્યો. હું નાઠો. મને યાદ નથી કે અસીલ જીત્યો કે હાર્યો. હું શરમાયો, પૂરી હિમ્મત ન આવે ત્યાં લગી કેસ ન લેવાનો નિશ્ચય કર્યો ને દક્ષિણ આફ્રિકા ગયો ત્યાં લગી કોરટમાં જ ન ગયો.

હું બૅરિસ્ટર તો થયો—પણ તોય મારી આ દશા રહી.

# પહેલો આઘાત

**મુંબઈથી** નિરાશ થઈ હું રાજકોટ ગયો. નોખી ઑફિસ ખોલી. કંઈક ગાડું ચાલ્યું. અરજીઓ ઘડવાનું કામ મળવા લાગ્યું, ને દર માસે સરેરાશ ત્રણસેં રૂપિયાની આવક થવા લાગી.

જો કે મારું આર્થિક ગાડું તો ચાલ્યું, પણ જિંદગીનો પહેલો આઘાત મને આ અરસામાં મળ્યો. બ્રિટિશ અમલદાર એટલે શું એ હું કાને સાંભળતો. નજરોનજર જોવાનું મને હવે મળ્યું.

પોરબંદરના માજી રાણા સાહેબને ગાદી મળી તે પૂર્વે મારા ભાઈ તેમના મંત્રી ને સલાહકાર હતા. તે દરમ્યાન તેમણે કંઈક ખોટી સલાહ રાણાસાહેબને આપેલી એવું તેમના પર તહોમત હતું. આ ફરિયાદ તે સમયના પોલીટીકલ એજંટને મળેલી ને તે મારા ભાઈની સામે ભરમાયા હતા.

આ અમલદારને હું વિલાયતમાં મળ્યો હતો. ત્યાં તેમણે મારી મૈત્રી ઠીક કરી કહેવાય. ભાઈએ વિચાર્યું કે આ મૈત્રીનો લાભ લઈ તેમને વિષે પડેલી અસર જઈને ભૂંસાડી આવવી.

મને આ વાત જરાય પસંદ ન પડી, પણ ભાઈનું મોં ન મૂકી શક્યો. મારી મરજી વિરુદ્ધ હું ગયો. જુની ઓળખાણ કાઢી. પણ મેં તુરત જોયું કે વિલાયત અને કાઠિયાવાડમાં ભેદ હતો; પોતાની

ખુરશીએ બેઠેલા અમલદાર અને રજા ઉપર ગયેલ અમલદારમાં પણ ભેદ હતો. અમલદારે ઓળખાણનો સ્વીકાર કર્યો, પણ એ ઓળખાણની સાથે જ તે વધારે અક્કડ થયા. ‘એ ઓળખાણનો લાભ લેવા તો તું નથી આવ્યો ના?’ એમ મેં તેની અક્કડાઇમાં જોયું, તેની આંખમાં વાંચ્યું. સમજતા છતાં મેં મારું પ્રકરણ ઉખેળ્યું. સાહેબ અધીરા થયા. ‘તારા ભાઇ ખટપટી છે. તારી પાસેથી વધારે વાત સાંભળવા હું નથી માગતો. મને વખત નથી. તારા ભાઇને જો કંઇ કહેવું હોય તો તે રીતસર અરજી કરે.’ આ ઉત્તર બસ હતો, યથાર્થ હતો; પણ ગરજને જ્ઞાન ક્યાંથી હોય! હું તો મારું પ્રકરણ ચલાવી રહ્યો હતો. સાહેબ ઉઠ્યા. ‘હવે તમારે જવું જોઇએ.’

મેં કહ્યું, ‘પણ મારી વાત પૂરી સાંભળો.’

સાહેબ ખૂબ ખિજાયા. ‘પટાવાળા, ઇસ્કો દરવાજા બતાઓ.’

‘હજૂર,’ કહી પટાવાળો દોડી આવ્યો. હું તો હજુ કંઇક બકી રહ્યો હતો. પટાવાળાએ મને હાથ લગાડ્યો ને મને દરવાજાની બહાર કાઢ્યો.

સાહેબ ગયા. પટાવાળો ગયો. હું ચાલ્યો, અકળાયો, ખિજાયો. મેં તો ચિઠ્ઠી ઘસડી. ‘તમે મારું અપમાન કર્યું છે, પટાવાળાની મારફતે મારી ઉપર હુમલો કર્યો છે, તમે માફી નહિ માગો તો તમારા ઉપર રીતસર ફરિયાદ કરીશ.’ આ ચિઠ્ઠી મેં મોકલી. થોડી જ વારમાં સાહેબનો સવાર જવાબ આપી ગયો:

‘તમે મારા તરફ અસભ્યપણે વર્ત્યા. તમને જવાનું કહ્યા છતાં તમે ન ગયા તેથી મેં જરૂર મારા પટાવાળાને તમને દરવાજો દેખાડવા કહ્યું ને પટાવાળાના કહેવા છતાં તમે કચેરી ન છોડી. તેણે તમને કચેરી બહાર કાઢવા પૂરતું બળ વાપર્યું. તમારે જે

પગલાં લેવાં હોય તે લેવાં તમે છૂટા છો.' જવાબની આ મતલબ હતી.

હું ઘેર આવ્યો. કેસ માંડતા તો મને થોડોજ આવડતો હતો! તે જ દિવસોમાં કોઇ કેસ માટે સર ફિરોજશા રાજકોટમાં આવેલા. તેમની મેં સલાહ માગી. એમણે કહાવ્યું 'ગાંધીને કહેજો કે આવા કિસ્સા તો બધા વકીલ બૅરિસ્ટરના અનુભવમાં આવ્યા હશે. તું નવોસવો છે. વિલાયતની તને હજુ ખુમારી છે. જીંદગીના અનુભવ તને હજુ હવે મળવાના છે.'

મને આ શિખામણ કડવી ઝેર લાગી. પણ તે કડવો ઘૂંટડો ગળે ઉતાર્યે છૂટકો હતો. હું અપમાન ભૂલી તો ન જ શક્યો. પણ મેં તેનો સદુપયોગ કર્યો. 'આવી સ્થિતિમાં ફરી કોઇ દિવસ નહિ મુકાઉં, કોઇની સિફારસ આમ નહિ કરું.' આ નિયમનો કદી ભંગ નથી કર્યો. આ આઘાતે મારી જિંદગીનું સુકાન બદલ્યું.

# રાજકોટથી નાતાલ

**દરમ્યાન** કાઠિયાવાડની ખટપટનો પણ મને કંઇક અનુભવ મળ્યો હતો. હવે આ વાતાવરણ મને ઝેર સમાન લાગ્યું. હું મારી સ્વતંત્રતા કેમ બચાવી શકીશ એ વિચાર મને રહ્યા જ કરે.

આ અરસામાં ભાઇની પાસે પોરબંદરની એક મેમણ પેઢીનું કહેણ આવ્યું: 'અમારો વેપાર દક્ષિણ આફ્રિકામાં છે. અમારી પેઢી મોટી છે. અમારો એક મોટો કેસ ચાલે છે. દાવો ચાળીશ હજાર પાઉંડનો છે. તમે તમારા ભાઇને મોકલો તો સારું. ત્યાં એક વર્ષથી વધુ નહિ લાગે. અમે તેમને ફર્સ્ટ કલાસનું આવવાજવાનું ભાડું ને રહેવા તથા ખાધાખર્ચ ઉપરાંત ૧૦૫ પાઉંડ આપીશું.'

આ કાંઇ વકીલાત ન કહેવાય. આ નોકરી હતી. પણ મારે તો જ્યાં ત્યાંથી હિંદુસ્તાન છોડવું હતું. નવો મુલક જોવા મળશે ને અનુભવ મળશે તે જુદો. મેં શેઠ અબદુલ કરીમની દરખાસ્ત માન્ય રાખી અને દક્ષિણ આફ્રિકા જવા તૈયાર થયો.

વિલાયત જતાં વિયોગદુ:ખ થયું હતું તે દક્ષિણ આફ્રિકા જતાં ન થયું. માતા તો ચાલી ગઇ હતી. મેં દુનિયાનો ને મુસાફરીનો અનુભવ લીધો. મેં રાજકોટ છોડયું અને મુંબઇ આવ્યો.

દાદા અબદુલ્લાના મુંબઇના એજંટ મારફતે મારે ટિકિટ કઢાવવાની હતી. પણ સ્ટીમરમાં કેબિન ખાલી ન મળે. એજંટે કહ્યું, 'અમે તો બહુ મહેનત કરી પણ ટિકિટ નથી મળી શકતી. ડેકમાં જાઓ તો ભલે. ખાવાનો બંદોબસ્ત સલુનમાં થઇ શકશે.' એ દિવસો મારા પહેલા વર્ગની મુસાફરીના હતા. ડેકના ઉતારુ થઇને કંઇ બૅરિસ્ટર જાય? મેં ડેકમાં જવા ના પાડી. પહેલા વર્ગની ટિકિટ ન જ મળે એ મારા માન્યામાં ન આવ્યું. એજંટની રજા લઇ મેં

જ ટિકિટ મેળવવા પ્રયત્ન કર્યો. હું સ્ટીમર પર પહોંચ્યો, તેના વડા માલમને મળ્યો. તેને પૂછતાં તેણે જવાબ આપ્યો કે બધી જ જગ્યા પૂરાઇ ગઇ છે.

'ત્યારે શું તમે કોઇ રીતે મારે સારુ જગ્યા ન જ કાઢી શકો?'

માલમે મારી સામે જોયું. તે હસ્યો ને બોલ્યો, 'એક ઉપાય છે. મારી કેબિનમાં એક હીંચકો ખાલી હોય છે. તેમાં અમે ઉતારુને લેતા નથી, પણ તમને હું એ જગ્યા આપવા તૈયાર છું.' હું રાજી થયો. માલમનો આભાર માન્યો. શેઠને વાત કરી ને ટિકિટ કઢાવી. ૧૮૯૩ના એપ્રિલ માસમાં હું હોંશભર્યો દક્ષિણ આફ્રિકામાં મારું નશીબ અજમાવવા નીકળ્યો.

પહેલું બંદર લામુ હતું. ત્યાં પહોંચતા તેર દિવસ થયા. ત્યાં સ્ટીમર ત્રણચાર કલાક રોકાવાની હતી. હું બંદર જોવા નીચે ઉતર્યો.

લામુથી મોમ્બાસા અને ત્યાંથી અમે ઝાંઝીબાર પહોંચ્યા. અહીંયા એક અઠવાડીયું ગાળવાનું હતું; સ્ટીમર બદલવાની હતી. ખૂબ ફરી ફરીને મેં શહેર જોયું. ઝાંઝીબારની લીલોતરીનો ખ્યાલ માત્ર મલબારમાં જ આવી શકે. ત્યાંનાં વિશાળ ઝાડો, ત્યાંના મોટાં ફળો, ઇત્યાદિ જોઇ હું ચકિત થઇ ગયો.

ઝાંઝીબારથી મોઝાબિંક અને ત્યાંથી મે માસની લગભગ આખરે નાતાલ પહોંચ્યો.

# પાઘડીનું પુરાણ

**નાતાલનું** બંદર ડરબન કહેવાય છે અને નાતાલ બંદરને નામે પણ ઓળખાય છે. મને લેવાને અબદુલ્લા શેઠ આવ્યા હતા. સ્ટીમર ડક્કામાં આવી અને નાતાલના લોકો સ્ટીમર ઉપર પોતાના મિત્રોને લેવા આવ્યા ત્યાંજ હું સમજી ગયો કે અહીં હિંદીને બહુ માન નથી. અબદુલ્લા શેઠને ઓળખનારા જે પ્રમાણે તેમના સાથે વર્તતા હતા તેમાંયે એક પ્રકારની તોછડાઇ હું જોઇ શકતો હતો જે મને ડંખતી હતી. અબદુલ્લા શેઠને આ તોછડાઇ સહી ગઇ હતી. મને જેઓ જોતા હતા તે કંઇક કુતૂહલથી નિહાળતા હતા. મારા પોશાકથી હું બીજા હિંદીઓમાંથી કંઇક તરી આવતો હતો. મેં તે વેળા ફ્રોકકોટ વગેરે પહેર્યાં હતાં અને માથે બંગાળી ઘાટની પાઘડી પહેરી હતી.

મને ઘેર લઇ ગયા. પોતાની કોટડીની પડખે એક કોટડી હતી તે મને અબદુલ્લા શેઠે આપી. તે મને ન સમજે; હું તેમને ન સમજું. તેમના ભાઇએ આપેલાં કાગળિયાં તેમણે વાંચ્યાં ને વધારે ગભરાયા. તેમને લાગ્યું કે ભાઇએ તો તેમને ત્યાં સફેદ હાથી બાંધ્યો. મારી સાહેબશાઇ રહેણી તેમને ખર્ચાળ લાગી. મારે સારુ ખાસ કામ તે વખતે નહોતું. તેમનો કેસ તો ટ્રાન્સવાલમાં ત્યારે ચાલતો હતો.

અબદુલ્લા શેઠનું અક્ષરજ્ઞાન ઘણું ઓછું હતું, પણ અનુભવજ્ઞાન પુષ્કળ હતું. તેમની બુદ્ધિ તીવ્ર હતી અને એ વાતનું તેમને પોતાને ભાન હતું. હિંદીઓમાં તેમનું માન ખૂબ હતું. તેમની પેઢી તે વેળા બધી હિંદી પેઢીઓમાં મોટી હતી અથવા મોટામાંની એક તો હતી જ.

ત્યાં પહોંચ્યા પછી બીજે કે ત્રીજે દિવસે મને અબદુલ્લા શેઠ ડરબનની કોરટ જોવાને લઇ ગયા. ત્યાં કેટલીક ઓળખાણો

કરાવી. કોરટમાં પોતાના વકીલની પાસે મને બેસાડયો. માજિસ્ટ્રેટ મારી સામું જોયાં કરે. તેણે મને મારી પાઘડી ઉતારવા કહ્યું. મેં ઉતારવાની ના પાડી, ને કોરટ છોડી.

મારે નસીબે અહીં પણ લડાઇ જ હતી.

પાઘડી ઉતારવાનો ભેદ અબદુલ્લા શેઠે સમજાવ્યો. મુસલમાની પોશાક જેણે પહેર્યો હોય તે પોતાની મુસલમાની પાઘડી પહેરી શકે. બીજા હિંદીઓએ કોરટમાં દાખલ થતાં પોતાની પાઘડી ઉતારવી જોઇએ.

પાઘડી ઉતારવાનો આ પ્રશ્ન ઘણો મોટો થઈ પડયો. પાઘડી ઉતારવી એટલે માનભંગ સહન કરવું. મેં તો વિચાર્યું કે હું હિંદુસ્તાની પાઘડીને રજા આપું અને અંગ્રેજી ટોપી પહેરું, જેથી તે ઉતારવામાં માનભંગ ન લાગે ને હું ઝગડામાંથી બચી જાઉં.

અબદુલ્લા શેઠને આ સૂચના ન ગમી. તેમણે કહ્યું: 'જો તમે આ વેળા એવો ફેરફાર કરશો તો તેનો અનર્થ થશે. બીજાઓ જે દેશની જ પાઘડી પહેવા માગતા હશે તેમની સ્થિતિ કફોડી થશે. વળી આપણા દેશની પાઘડી જ તમને તો દીપે. તમે અંગ્રેજી ટોપી પહેરશો તો તમે 'વેઇટર'માં ખપશો.'

મને અબદુલ્લા શેઠની દલીલ એકંદરે ગમી. મેં પાઘડીના કિસ્સા ઉપર મારા ને પાઘડીના બચાવનો કાગળ છાપામાં લખ્યો. છાપામાં મારી પાઘડીની ખૂબ ચર્ચા થઇ. 'અનવેલકમ વિઝિટર'—'વણનોતર્યો પરોણો'–એવા મથાળાથી હું છાપે ચડયો, ને ત્રણચાર દિવસની અંદર જ અનાયાસે મને દક્ષિણ આફ્રિકામાં જાહેરાત મળી. કોઇએ મારો પક્ષ લીધો, કોઇએ મારી ઉદ્ધતાઇની ખૂબ નિંદા કરી. પાઘડીનું પુરાણ આમ ઘણું લંબું થઇ પડયું.

# પ્રિટોરિયા જતાં

**ડરબનમાં** રહીને અનેક લોકો સાથે હું પરિચયો કરી રહ્યો હતો તેવામાં પેઢીના વકીલ તરફથી કાગળ મળ્યો કે કેસને સારુ તૈયારી થવી જોઇએ ને અબદુલ્લા શેઠે પોતે પ્રિટોરિયા જવું જોઇએ અથવા કોઇને ત્યાં મોકલવા જોઇએ.

શેઠે મને પૂછ્યું 'તમે જશો?' મેં હા પાડી. એમણે મને જરૂરી સૂચનાઓ આપી, અને સાતમે કે આઠમે દહાડે હું ડરબનથી રવાના થયો. મારે સારુ પહેલા વર્ગની ટિકિટ કઢાવી. ત્યાં સૂવાની પથારી જોઇએ તો પાંચ શિલિંગની નોખી ટિકિટ કઢાવવી પડતી હતી. અબદુલ્લા શેઠે તે કઢાવવા આગ્રહ કર્યો, પણ મેં હઠમાં, મદમાં તે પાંચ શિલિંગ બચાવવા પથારીની ટિકિટ કઢાવવા ના પાડી.

અબદુલ્લા શેઠે મને ચેતવ્યો, 'જો જો આ મુલક જુદો છે. હિંદુસ્થાન નથી. ખુદાની મહેરબાની છે. તમે પૈસાની કંજૂસાઇ ન કરતા. જોઇતી સગવડ મેળવી લેજો.'

મેં આભાર માન્યો ને ચિંતા ન કરવા કહ્યું.

નાતાલની રાજધાની મેરીત્સબર્ગમાં ટ્રેન નવેક વાગે પહોંચી. અહીં પથારી આપવામાં આવતી હતી. કોઈ રેલ્વેના નોકરે આવી પૂછ્યું, 'તમારે પથારી જોઇએ છે?'

મેં કહ્યું, 'મારી પાસે પથારી છે.'

તે ચાલ્યો ગયો. દરમ્યાન એક ઉતારુ આવ્યો. તેણે મારી સામે જોયું. મને ભાતીગર જોઈ મૂંઝાયો. બહાર નીકળ્યો. એક બે અમલદારને લઇ આવ્યો. કોઇએ મને કંઇ ન કહ્યું. છેવટે એક અમલદાર આવ્યો તેણે કહ્યું, 'આમ આવો. તમારે છેલ્લા ડબામાં જવાનું છે.'

મેં કહ્યું મારી પાસે પહેલા વર્ગની ટિકિટ છે.'

પેલે જવાબ આપ્યો, 'તેની ફિકર નહિ. હું તમને કહું છું કે તમારે છેલ્લા ડબામાં જવાનુ છે.'

'હું કહું છું કે મને આ ડબામાં ડરબનથી બેસાડવામાં આવ્યો છે. ને હું તેમાં જ જવા ધારું છું.'

અમલદાર બોલ્યો, 'એમ નહિ બને. તમારે ઊતરવું પડશે ને નહિ ઊતરો તો સિપાઇ ઉતારશે.'

મેં કહ્યું. 'ત્યારે ભલે સિપાઇ ઉતારે; હું મારી મેળે નહિ ઊતરું.'

સિપાઇ આવ્યો. તેણે હાથ પકડયો ને મને ધક્કો મારીને નીચે ઉતાર્યો. મારો સામાન ઉતારી લીધો. મેં બીજા ડબામાં જવાની ના પાડી. ટ્રેન રવાના થઇ. હું વેટિંગ રૂમમાં બેઠો. મારી હાથપાકિટ સાથે રાખી. બાકી સામાનને હું ન અડકયો. રેલવેવાળાએ સામાન ક્યાંક મૂકયો.

આ મોસમ શિયાળાની હતી. દક્ષિણ આફ્રિકાનો શિયાળો ઊંચાણના ભાગોમાં બહુ સખત હોય છે. મેરીત્સબર્ગ ઊંચા પ્રદેશમાં હતું તેથી ટાઢ ખૂબ લાગી. મારો ઓવરકોટ મારા સામાનમાં હતો. સામાન માગવાની હિમ્મત ન ચાલી. ફરી અપમાન થાય તો? ટાઢે થથરતો હું બેસી રહ્યો.

મેં હવે મારો ધર્મ વિચાર્યો: 'કાં તો મારે મારા હક્કોને સારુ

લડવું, અથવા પાછા જવું, નહિ તો જે અપમાનો થાય તે સહન કરવાં ને પ્રિટોરિયા પહોંચવું, અને કેસ પૂરો કરીને દેશ જવું. કેસ પડતો મૂકીને ભાગવું એ તો નામર્દી ગણાય. મારા ઉપર દુઃખ પડયું તે તો ઉપરચોટિયું દરદ હતું; ઊંડે રહેલા એક મહારોગનું તે લક્ષણ હતું. આ મહારોગ તે કાળાગોરાનો ભેદ—રંગદ્વેષ. આ રોગને નાબુદ કરતાં જાત ઉપર દુઃખ પડે તે બધાં જ સહન કરવાં.'

આવો નિશ્ચય કરી બીજી ટ્રેનમાં ગમે તે રીતે પણ આગળ જવું જ એમ ઠરાવ્યું.

સવારના પહોરમાં મેં જનરલ મેનેજરને ફરિયાદનો લાંબો તાર કર્યો. દાદા અબદુલ્લાને પણ ખબર આપ્યા. તેમણે પ્રિટોરિયા જતા રસ્તામાં આવતા જુદા જુદા સ્થળોનાં હિંદુ વેપારીઓને મને મળવા અને મારી બરદાસ કરવા તાર કર્યા. સ્થળે સ્થળે લોકો મને મળવા આવ્યા. તેમણે પોતાની ઉપર પડતાં દુઃખોનું વર્ણન મારી પાસે કર્યું અને મને કહ્યું કે તમારા ઉપર જે વીત્યું છે તે કંઇ નવાઇની વાત નથી. પહેલા બીજા વર્ગમાં જે હિંદીઓ મુસાફરી કરે છે તેને અહીંના અમલદારો તેમજ બીજા મુસાફરો તરફથી આવી અડચણો તો પહોંચે જ છે.

ચાર્લ્સટાઉન, જોહાનિસબર્ગ અને ટ્રાંસવાલના હિન્દિઓનાં દુઃખોની આવી કથનીઓ સાંભળતાં સાંભળતાં હું પ્રિટોરિયા પહોંચ્યો.

# હિંદીઓનો પરિચય

નાતાલમાં જે સ્થાન દાદા અબદુલ્લાનું હતું તે સ્થાન પ્રિટોરિયામાં શેઠ તૈયબ હાજી ખાનમહમદનું હતું. તેમના વિના એક પણ જાહેર પ્રવૃત્તિ ન ચાલી શકે. તેમની ઓળખ મેં પહેલે જ અઠવાડિયે કરી લીધી. પ્રિટોરિયાના દરેક હિંદીના સંબંધમાં આવવાનો મારો વિચાર મેં તેમને જણાવ્યો. અહીં રહેતા હિંદીઓની સ્થિતિનો અભ્યાસ કરવાની મારી ઇચ્છા મેં પ્રગટ કરી ને આ બધાં કાર્યમાં તેમની મદદ માગી. તેમણે ખુશીથી મદદ આપવાનું કબૂલ કર્યું.

મારું પ્રથમ પગલું તો બધા હિંદીઓની એક સભા ભરી તેમની આગળ સ્થિતિનો ચિતાર મૂકવાનું હતું. સભા ભરાઇ.

આ મારું જિંદગીનું પહેલું ભાષણ ગણાય. મેં તૈયારી ઠીક કરી હતી. મારે સત્ય વિષે બોલવું હતું. વેપારમાં સત્ય ન ચાલે એવું હું વેપારીઓને મોઢેથી સાંભળતો આવ્યો હતો. આ વાતનો મેં મારા ભાષણમાં સારી પેઠે વિરોધ કર્યો ને વેપારીઓને તેમની બેવડી ફરજનું ભાન કરાવ્યું. પરદેશમાં આવવાથી તેમની જવાબદારી દેશમાં હોય તેના કરતાં વધી, કેમકે ખોબા જેટલા હિંદીઓની રહેણીકરણી ઉપરથી અહીંના કરોડો આખા હિંદના કરોડોનું માપ કાઢતા.

અંગ્રેજોની રહેણીની સરખામણીમાં આપણી રહેણીમાં રહેલી ગંદકી હું જોઇ ગયો હતો તેથી તે તરફ પણ તેમનું ધ્યાન ખેંચ્યું.

હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી અથવા ગુજરાતી, મદ્રાસી, પંજાબી, સિંધી, કચ્છી, સુરતી વગેરે ભેદો ભૂલી જવા ઉપર ભાર મૂક્યો, અને બધાને હિંદી થવા સમજાવ્યું.

ને છેવટમાં એક મંડળ સ્થાપી હિંદીઓને પડતી હાડમારીઓનો ઇલાજ અમલદારોને મળી અરજીઓ કરીને કરવો જોઇએ એમ

સૂચવ્યું, ને તેમાં મને મળશે તેટલો વખત વગર પગારે આપીશ એવું મેં જણાવ્યું.

સભામાં અસર ઠીક થઇ એમ મેં જોયું.

ચર્ચા થઇ. કેટલાકે હકીકતો મારી પાસે મૂકવાનું કહ્યું. મને હિમ્મત આવી. મેં જોયું કે આ સભામાં અંગ્રેજી જાણનારા થોડા જ હતા. આવા પરમુલકમાં અંગ્રેજી જ્ઞાન હોય તો સારું એમ મને લાગ્યું તેથી મેં જેને નવરાશ હોય તેને અંગ્રેજી ભણવાની સલાહ કરી. મોટી ઉમ્મરે પહોંચ્યા પછી અભ્યાસ કરી શકાય છે એમ કહી તેનો અભ્યાસ કરનારાનાં દૃષ્ટાંતો આપ્યા. મેં પોતે એક વર્ગ નીકળે તો તેને અથવા છૂટાછવાયા ભણનારા નીકળે તો તેમને ભણાવવાનું માથે લીધું. વર્ગ તો ન નીકળ્યો પણ ત્રણ જણ પોતાની સગવડે ને તેમને ઘેર ભણાવવા જાઉં તો ભણવા તૈયાર થયા. આમાં બે મુસલમાન હતા. તેમાંનો એક હજામ હતો, એક કારકુન હતો. એક હિંદુ નાનકડો દુકાનદાર હતો. બધાને હું અનુકૂળ થયો. મારી શીખવવાની શક્તિ વિષે તો મને મુદ્દલ અવિશ્વાસ હતો જ નહિ. મારા શિષ્યો થાકયા ગણીએ તો થાકયા કહેવાય, પણ હું ન થાકયો. કોઇ વેળા હું તેમને ત્યાં ભણાવવા જાઉં ત્યારે તેઓને નવરાશ ન હોય; પણ મેં ધીરજ ન ખોઇ. પ્રયાસ ચાલુ રાખ્યો.

મંડળની સભાઓ ઓછીવત્તી નિયમિત રીતે હવે ભરાવા લાગી. હું અનેક હિંદીઓના પરિચયમાં આવ્યો; એમની હાડમારીઓનો વાંચીને, સાંભળીને અને અનુભવીને અભ્યાસ કર્યો. મેં જોયું કે સ્વમાન જાળવવા ઇચ્છનાર હિંદીને સારુ દક્ષિણ આફ્રિકા યોગ્ય મુલક નથી. આ સ્થિતિ કેમ બદલી શકાય એ વિચારોમાં મારું મન વધારે ને વધારે રોકાવા લાગ્યું. પણ હજુ મારો મુખ્ય ધર્મ તો દાદા અબ્દુલ્લાના કેસને સંભાળવાનો હતો.

## લડતનું બીજ

ખબર નહિ ઇસ જુગમે પલકી
સમજ મન! કો જાને કલ કી?

**કેસ** પૂરો થયો. બન્ને પક્ષ વચ્ચે સમાધાની થઈ. પ્રિટોરિયામાં રહેવાનું હવે મને કશું પ્રયોજન ન રહ્યું. હું ડરબન ગયો. ત્યાં જઇ હિંદુસ્તાન પાછા જવાની તૈયારી કરી. અબદુલ્લા શેઠ મને માનપાન વિના જવા દે તેમ ન હતું. તેમણે સિડનહેમમાં મારે સારુ ખાનપાનનો મેળાવડો કર્યો. ત્યાં આખો દિવસ ગાળવાનો હતો.

મારી પાસે કેટલાંક છાપાં પડયાં હતાં. તે હું જોઇ રહ્યો હતો. તેના એક ખૂણામાં મેં એક નાનકડો ફકરો જોયો. મથાળું 'ઇંડિયન ફ્રેંચાઇઝ' હતું, તેનો અર્થ 'હિંદી મતાધિકાર' થયો. ફકરાની મતલબ એ હતી કે હિંદીઓને નાતાલની ધારાસભામાં સભ્યોની ચૂંટણી કરવાના જે હક હતા તે લઇ લેવા. આને લગતો કાયદો ધારાસભામાં ચર્ચાઇ રહ્યો હતો.

મેં અબદુલ્લા શેઠને આ કાયદાની ગંભીરતા સમજાવી: 'એ કાયદો જો એમ ને એમ પસાર થાય તો તમને સૌને ભારે પડવાનો. આ તો હિંદીઓની હસ્તીના નાશનું પહેલું પગથીયું છે. આમાં તો સ્વમનાની હાને છે, તમારે સૌએ એનો વિરોધ કરવો જોઇએ.'

એમણે જવાબ આપ્યો કે અમે એમાં કાંઈ ન સમજીએ. તમે અહીંજ રોકાઇ જાઓ અને અમારાવતી લડો. બેઠેલા સૌ મિત્રો સંમત થયા અને હું હાલતુરત એક માસ માટે રોકાયો.

શેઠ હાજી મહમદ હાજી દાદાના પ્રમુખપણા નીચે અબદુલ્લા શેઠના મકાનમાં હિંદીઓની સભા ભરાઇ. બધાને વસ્તુસ્થિતિ સમજાવી. ફ્રેંચાઇઝ બીલની સામે થવાનો ઠરાવ થયો. અરજી ઘડાઈ એમાં સહીઓ લેવાનું કામ શરુ કર્યું.

પણ આ કામ નાનુસૂનું ન હતું. ગામડાં દૂર દૂર હતાં. વળી લોકોને સમજાવ્યા પછીજ સહીઓ લેવી હતી. સ્વયંસેવકોએ પોતાના પૈસા વાપરીને પણ આ સેવા કરવાનો ઉત્સાહ બતાવ્યો. અંતથી કામ ચાલવા લાગ્યું. બીલના વિરોધ માટે પખવાડિયામાં દસ હજાર સહીઓ થઇ ગઇ.

પણ આટલું કરીને બેસી તો ન જ રહેવાય. આ પ્રવૃત્તિ ચાલુ રહે તોજ કાંઇક ઠીક. આને સારું એક સંસ્થાની સ્થાપના કરવાની આવશ્યકતા જણાઇ. અબદુલ્લા શેઠ સાથે મસલત કરી. બીજા સાથીઓને મળ્યો ને એક જાહેર સંસ્થા બનાવવાનો અમે નિશ્ચય કર્યો.

હિંદીઓ માટે 'હિંદી મહાસભા' પ્રાણરૂપ હતી. આના ઉપરથી આ સંસ્થાને પણ 'નાતાલ ઇંડીયન કોંગ્રેસ' એવું નામ આપવાનું સૂચવ્યું. ૧૮૪૯ ના મેં માસની ૨૨ મી તારીખે એનો જન્મ થયો. હવે મારાથી નાતાલ છોડાય તેમ ન રહ્યું. દક્ષિણ આફ્રિકામાં મારા સ્થાયી રહેઠાણનો પાયો આમ ઇશ્વરે રચ્યો અને સ્વમાનની લડતનું બીજ રોપાયું.

# સત્યનો જય

**જેની** જેવી ભાવના તેવું તેને મળે એ નિયમ મારે વિષે લાગુ પડતો મેં અનેક વેળા જોયો છે. લોકની એટલે ગરીબની સેવાની મારી પ્રબળ ઇચ્છાએ ગરીબોની સાથે મારો સંબંધ સદાય અનાયાસે કરી આપ્યો છે.

કોંગ્રેસની શરૂઆતમાં ત્યાંના મહેતાઓએ ભાગ લીધો હતો પણ ત્યાંનો મજૂરવર્ગ હજુ દાખલ નહોતો થયો. કોંગ્રેસની પણ ત્યારે બાળવય હતી.

તેટલામાં એક દિવસ એક ફાટેલાં કપડાં પહેરેલો, ધ્રૂજતો, લોહી ઝરતો, જેના આગલા બે દાંત પડી ગયા હતા એવો મદ્રાસી હિંદી ફેંટો હાથમાં રાખીને રોતોરોતો મારી સમક્ષ આવી ઉભો. તેને તેના માલિકે સખત માર માર્યો હતો. મારો મહેતો જે તામીલ જાણતો હતો તેની મારફત મેં તેની સ્થિતિ જાણી. બાલાસુંદરમ્ એક પ્રતિષ્ઠિત ગોરાને ત્યાં મજૂરી કરતો હતો. માલિકને કંઇ ગુસ્સો ચડયો હશે; તે ભાન ભૂલ્યો ને તેણે બાલાસુંદરમને સારી પેઠે માર માર્યો. પરિણામે બાલાસુંદરમના બે દાંત તૂટી ગયા.

મેં તેને દાક્તરને ત્યાં મોકલ્યો. તે કાળે ગોરા દાક્તરો જ મળતા. ઇજા વિષેનું પ્રમાણપત્ર મેળવવાની મને ગરજ હતી. તે મેળવી હું બાલાસુંદરમને માજીસ્ટ્રેટ પાસે લઇ ગયો.

મારી નેમ માલિકને સજા કરાવવાની નહોતી. મારે તો બાલાસુંદરમને તેની પાસેથી છોડાવવો હતો. હું ગિરમીટિયાને લગતો કાયદો તપાસી ગયો. એનો માલિક સંમત થાય અને હું નવો શેઠ શોધી આપું તોજ બાલાસુંદરમ્ છૂટી શકે તેમ હતું. મેં એ બન્ને વસ્તુ કરી આપી.

બાલાસુંદરમના કેસની આ વાત ગિરમીટિયામાં ચોમેર ફેલાઇ ને હું તેમનો બંધુ ઠર્યો. મને આ વાત ગમી. મારી ઓફીસે ગિરમીટિયાઓની હારની હાર આવવા લાગી. હું એમનાં દુઃખોની કથા જાણવા લાગ્યો.

અભ્યાસને અંતે મને જણાયું કે આ લોકોની દશા તો અત્યંત કરૂણ છે. આ ગિરમીટિયા એટલે ગુલામીમાં જકડાયલા અહીંના હિંદી ખેડૂતો. સને ૧૮૬૦ માં નાતાલમાં શેરડીનો પાક સારો થયો છે એમ ત્યાંના ગોરા જમીનદારોને લાગ્યું. એમને મજૂરો-ગુલામો જોઇતા હતા. એમણે હિંદની સરકાર પાસે માગણી કરી. રજા મળી. ખોટી લાલચો બતાવીને અને પાંચ વરસ નોકરીમાં રહેવાની કબુલાત કરાવીને કેટલાય અજ્ઞાન ખેડુતોને એ લોકો ત્યાં ઘસડી ગયા.

પણ આ લોકો એકલા ખેડૂત જ ન રહ્યા; પાંચ વરસની કબૂલાત પૂરી થયે એ લોકો ત્યાંજ રહીને વેપારમાં લાગ્યા; ગોરાઓ સાથે હરીફાઇમાં ઉતર્યા. ગોરાઓને આ શાનું ગમે? સને ૧૮૯૪ માં આવા ગિરમીટિયા હિંદીઓ પર વાર્ષિક ૨૫ પૌંડનો એટલે રૂા. ૩૭૫ નો કર નાખવાનો ઠરાવ નાતાલની સરકારે તૈયાર કર્યો. એ વાંચીને હું તો દિઙ્મૂઢ જ બની ગયો. મેં એ વાત પર કોંગ્રેસનું

ધ્યાન ખેંચ્યું. કોંગ્રેસે તે બાબત જે હિલચાલ કરવી જોઇએ તે કરવા નિર્ણય કર્યો.

આ કરની સામે સખત લડાઇ મંડાઇ. પરિણામે ૨૫ ને બદલે ત્રણ પૌંડનો કર નક્કી થયો. આટલો કર પણ કોઇક દિવસે તો જવો જ જોઇએ એમ કોંગ્રેસે ઠરાવ્યું. એ નિશ્ચય પાર પાડતાં ૨૦ વર્ષ વીત્યાં. તેમાં નાતાલના જ નહિ પણ આખા દક્ષિણ આફ્રિકાના હિંદીઓને સંડોવાવું પડયું. તેમાં ગોખલેને નિમિત્ત થવું પડયું. તેમાં ગિરમીટિયા હિંદુઓને પૂરો ભાગ લેવો પડયો. તેને અંગે કેટલાકને ગોળીબારથી મરવું પડયુ. દશ હજારથી ઉપરાંત હિંદીઓને જેલ ભોગવવી પડી.

પણ અંતે સત્યનો જય થયો. હિંદીઓની તપશ્ચર્યા ફળી. તેને સારૂ અડગ શ્રદ્ધાની, ધીરજની અને સતત પ્રવૃત્તિની આવશ્યકતા હતી. જો કોમ હારીને બેસી જાત, કોંગ્રેસ લડતને ભૂલી જાત, તો એ કર આજ લગી ગિરમીટિયા હિંદીઓની પાસેથી લેવાતો હોત, અને એની નામોશી સ્થાનિક હિંદીઓને તેમજ સમસ્ત હિંદુસ્તાનને લાગત.

# તોફાનના ભણકારા

**હવે** હું દક્ષિણ આફ્રિકામાં ત્રણ વર્ષ રહી ચૂક્યો હતો. લોકોને હું ઓળખતો થયો હતો. તેઓ મને ઓળખતા થયા હતા. મારી વકીલાત પણ ઠીક ચાલતી હતી એમ કહેવાય. જાહેર કામમાં મારી હાજરીની જરૂર લોકો જોતા હતા. હું પણ જોતો હતો. તેથી મેં દક્ષિણ આફ્રિકામાં કુટુંબ સહિત રહેવાનો નિશ્ચય કર્યો અને તે સારૂ દેશ જઇ આવવું દુરસ્ત ધાર્યું.

સને ૧૮૯૬ના મધ્યમાં છ માસ માટે હું દેશમાં આવ્યો; પણ એ સમય હું પૂરો કરૂં તે પહેલાં તો ડરબનથી તાર આવ્યોઃ 'જલદી પાછા ફરો.' મારે હવે એકદમ આફ્રિકા જવાની તૈયારી કરવી પડી.

સ્ટીમરની ગોઠવણ કરવા માટે દાદા અબદુલ્લાના એજંટને મેં તાર કર્યો. દાદા અબદુલ્લાએ પોતે 'કુરલેંડ' સ્ટીમર વેચાતી લીધી હતી. તેમાં મને તથા મારા કુટુંબને મફત લઇ જવાનો તેમણે આગ્રહ કર્યો. મેં ઉપકાર સહિત તે સ્વીકાર્યો અને હું ડિસેમ્બરના આરંભમાં 'કુરલેંડ'માં મારા કુટુંબને લઇને દક્ષિણ આફ્રિકા તરફ બીજી વાર રવાના થયો. આ સ્ટીમરની સાથે જ બીજી સ્ટીમર 'નાદરી' પણ ડરબન રવાના થઇ. બન્ને સ્ટીમરમાં મળી આઠસેંક હિંદી ઉતારૂઓ હશે. તેમાંનો અરધ ઉપરાંત ભાગ ટ્રાંસવાલ જનારો હતો.

સ્ટીમર બીજાં બંદર કર્યા વગર નાતાલ પહોંચવાની હતી, એટલે માત્ર અઢાર દિવસની મુસાફરી હતી. કેમ જાણે અમને ભાવી તોફાનની ચેતવણી આપવી ન હોય, તેમ અમારે પહોંચવાને ત્રણ કે ચાર દિવસ બાકી હતા એવામાં દરિયામાં ભારે તોફાન ઉપડ્યું.

આ દશ્ય ભવ્ય હતું. દુઃખમાં સૌ એક થઇ ગયા. ભેદ ભૂલી ગયા. ઇશ્વરને હૃદયથી સંભારવા લાગ્યા. હિંદુ મુસલમાન બધા મળી

ઇશ્વરને યાદ કરવા લાગ્યા. કોઇએ માનતાઓ માની. કપ્તાન પણ ઉતારૂઓની સાથે ભળ્યા ને સૌને આશ્વાસન આપી કહ્યું: જો કે તોફાન તીખું ગણાય તેવું હતું, તો પણ તેના કરતાં ઘણા વધારે તીખાં તોફાનોનો પોતાને અનુભવ થયો હતો. સ્ટીમર મજબુત હોય તો એકાએક ડૂબતી નથી. ઉતારૂઓને તેમણે આવું ઘણું સમજાવ્યું, પણ એથી ઉતારૂઓને કરાર ન મળે. સ્ટીમરમાં અવાજો તો એવા થાય કે જાણે હમણાં ક્યાંથી તૂટશે, હમણાં ગાબડું પડશે. ગોથાં એવાં ખાય કે હમણાં ઊથલી પડશે એમ લાગે. ડેક ઉપર તો કોઇ રહી જ શેનું શકે! 'ઇશ્વર રાખે તેમ રહેવું' એ સિવાય બીજો ઉદ્ગાર નહોતો સંભળાતો.

મને સ્મરણ છે તે પ્રમાણે આવી ચિંતામાં ચોવીસ કલાક વીત્યા હશે. છેવટે વાદળ વિખરાયું. સૂર્યનારાયણે દર્શન દીધાં. કપ્તાને કહ્યું: 'તોફાન ગયું છે.' લોકોના ચહેરા ઉપરથી ચિંતા દૂર થઇ ને તેની જ સાથે ઇશ્વર પણ અલોપ થઇ ગયો! મોતનો ડર ભૂલાયો તેની જ સાથે ગાનતાન, ખાનપાન શરૂ થયાં. નિમાજ રહ્યાં, પણ તોફાનટાણે તેમાં જે ગાંભીર્યભાવ દેખાતો હતો તે ગયો!

પણ આ તોફાને મને ઉતારૂઓની સાથે ઓતપ્રોત કરી મૂક્યો હતો. એમ કહી શકાય કે મને તોફાનનો ભય નહોતો અથવા તો ઓછામાં ઓછો હતો. લગભગ આવાં તોફાન મેં અગાઉ અનુભવ્યાં હતાં. મને દરિયો લાગતો નથી, ફેર આવતા નથી, તેથી હું ઉતારૂઓમાં નિર્ભય થઇ ફરી શકતો હતો. તેમને આશ્વાસન આપી શકતો હતો અને કપ્તાનના વર્તારા સંભળાવતો હતો. આ સ્નેહગાંઠ મને બહુ ઉપયોગી થઇ પડી.

અમે ૧૮મી કે ૧૯મી ડિસેમ્બરે ડરબનના બારામાં લંગર કર્યું. 'નાદરી' પણ તેજ દહાડે પહોંચી.

ખરા તોફાનનો અનુભવ તો હજુ હવે થવાનો હતો.

# કસોટી

દક્ષિણ આફ્રિકાનાં બંદરોમાં ઉતારૂઓના આરોગ્યની પૂરી તપાસ થાય છે. જો રસ્તામાં કોઇને ચેપી રોગ લાગુ પડયો હોય તો સ્ટીમરને સૂતકમાં–ક્વોરંટીનમાં–રાખે છે. અમે મુંબઇ છોડયું ત્યારે ત્યાં મરકી તો ચાલતી જ હતી. તેથી અમને કંઇ સૂતક નડવાનો ભય તો હતો જ. દાકતર આવ્યા. તપાસ થઇ અને ત્રેવીસ દિવસનું સૂતક નંખાયું.

પણ આ સૂતકનાં ખરાં કારણ બીજાં જ હતા. અહીંના ગોરાઓ માનતા હતા કે મેં હિંદમાં જઇને એમની ખૂબ નિંદા કરી છે અને હવે આફ્રિકાને હિંદીઓથી ભરી દેવા માટે સ્ટીમરો ભરીને આવ્યો છું. અમને હિંદમાં પાછા હાંકી કાઢવાની આ એક યુક્તિ જ હતી.

હું નિર્દોષ હતો. ગમે તે જોખમે હકને વળગી રહેવાનો મેં મારો નિશ્ચય જાહેર કર્યો. અંતે ત્રેવીસ દિવસે સ્ટીમરને મુક્તિ મળી અને ઉતારૂઓને ઉતરવાનો હુકમ બહાર પડયો.

આગબોટ ફૂરજા ઉપર આવી. ઉતારૂઓ ઉતર્યા. પણ મારે માટે મિ. એસ્કમ્બે કપ્તાનને કહેવડાવ્યું હતું: 'ગાંધીને તથા તેના કુટુંબને સાંજે ઉતારજો. તેની સામે ગોરાઓ બહુ ઉશ્કેરાઇ ગયા છે

ને તેનો જાન જોખમમાં છે. ફુરજાનો સુપરિન્ટેન્ડન્ટ ટેટમ તેને સાંજે તેડી જશે.'

કપ્તાને આ સંદેશાની મને ખબર આપી. મેં તે મુજબ કરવાનું કબૂલ કર્યું. પણ આ સંદેશો મળ્યાને અર્ધો કલાક પણ નહિ થયો હોય તેવામાં મિ. લોટન આવ્યા ને કપ્તાનને મળી તેને કહ્યું: 'જો મિ. ગાંધી મારી સાથે આવે તો હું તેમને મારે જોખમે લઇ જવા ઇચ્છું છું. સ્ટીમરના એજંટના વકીલ તરીકે હું તમને કહું છું કે મિ. ગાંધીને લગતો જે સંદેશો તમને મળ્યો છે તે બાબતમાં તમે મુક્ત છો.' કપ્તાનની સાથે આમ વાતચીત કરી પોતે મારી પાસે આવ્યા, ને મને કંઇક આ પ્રમાણે કહ્યું: 'જો તમને જિંદગીનો ડર ન હોય તો હું ઇચ્છું છું કે મિસિસ ગાંધી અને બાળકો ગાડીમાં રૂસ્તમજી શેઠને ત્યાં જાય, અને તમે તથા હું સરિયામ રસ્તે થઇને ચાલતાં જઇએ. તમે અંધારૂં થયે છાનામાના શહેરમાં દાખલ થાઓ એ મને તો મુદ્દલ રુચતું નથી. મને લાગે છે કે તમારો વાળ સરખો વાંકો નથી થવાનો. હવે તો બધું શાંત છે, ગોરાઓ બધા વિખરાઇ ગયા છે. પણ ગમે તેમ હોય તોયે તમારાથી છૂપી રીતે તો પ્રવેશ ન જ થાય એવો મારો અભિપ્રાય છે.'

હું સંમત થયો. મારી ધર્મપત્ની ને બાળકો રૂસ્તમજી શેઠને ત્યાં ગાડીમાં ગયાં ને સહીસલામત પહોંચ્યા. હું કપ્તાનની રજા લઇ મિ. લોટનની સાથે ઉતર્યો. રૂસ્તમજી શેઠનું ઘર લગભગ બે માઇલ દૂર હશે

અમે આગબોટમાંથી ઉતર્યા તેવા જ કેટલાક છોકરાઓએ મને ઓળખી કાઢયો, અને 'ગાંધી, ગાંધી,' એમ બૂમ પાડી. લાગલાજ બેચાર માણસો એકઠા થયા ને બૂમો વધી. મિ. લોટને જોયું. ટોળું વધી જશે માની તેમણે રિક્ષા મંગાવી. મને તો તેમાં બેસવાનું કદી

ન ગમતું. આ મારો પહેલો જ અનુભવ થવાનો હતો. પણ છોકરાઓ શાના બેસવા દે! તેમણે રિક્ષાવાળાને ધમકી આપી એટલે તે નાઠો.

અમે આગળ ચાલ્યા. ટોળામાં સારી પેઠે ભીડ થઇ. સૌ પહેલાં તો ટોળાએ મને મિ. લોટનથી નોખો પાડ્યો. પછી મારા ઉપર કાંકરાના, સડેલાં ઈંડાના વરસાદ વરસ્યા. મારી પાઘડી કોઇએ ઉડાડી દીધી. લાતો શરૂ થઇ.

મને તમ્મર આવી. મેં પડખેના ઘરની જાળી પકડી શ્વાસ ખાધો. ત્યાં ઊભું રહેવાય એમ તો નહોતું જ. તમાચા પડવા લાગ્યા.

એટલામાં પોલીસના વડાની સ્ત્રી જે મને ઓળખતી હતી તે આ રસ્તે થઇને જતી હતી. મને જોતાં જ તે મારે પડખે આવી ઉભી, ને જો કે તડકો નહોતો છતાં પોતાની છત્રી ઉઘાડી. આથી ટોળું કંઇક નમ્યું. હવે ઘા કરે તે મિસિસ અલેકઝાંડરને બચાવીને જ કરવા રહ્યા.

દરમ્યાન કોઈ હિંદી જુવાન મારા ઉપર માર પડતો જોઇ પોલીસ થાણા પર દોડી ગયેલો. સુપરિન્ટેન્ડન્ટ અલેકઝાંડરે એક ટુકડી મને ઘેરી વળીને બચાવી લેવા મોકલી. તે વેળાસર પહોંચી. મારો રસ્તો પોલીસ થાણા પાસે થઇને જ જતો હતો. સુપરિન્ટેન્ડન્ટે મને થાણામાં આશ્રય લેવા સૂચવ્યું. મેં ના પાડી, ને કહ્યું: ‘ જ્યારે લોકો પોતાની ભૂલ જોશે ત્યારે શાંત થશે. મને તેમની ન્યાયબુદ્ધિમાં વિશ્વાસ છે. ’

ટુકડીની સાથે રહીને હું સહીસલામત પારસી રૂસ્તમજીને ઘેર પહોંચ્યો. મને પીઠ ઉપર મૂઢ ઘા પડયા હતા. એક જ જગ્યાએ થોડો છુંદાયો હતો. સ્ટીમરના દાક્તર દાદી બરજોર ત્યાંજ હાજર હતા. તેમણે મારી સારવાર સરસ કરી.

# કસોટી

[ચાલુ]

**આમ** અંદર શાંતિ હતી પણ બહાર તો ગોરાઓએ ઘરને ઘેર્યું. સાંજ પડી ગઈ હતી. અંધારૂં થયું હતું. હજારો લોક બહાર કિકિયારીઓ કરતા હતા, ને 'અમને ગાંધી સોંપી દ્યો' એવી બૂમો ચાલી રહી હતી. સમય વરતીને સુપરિન્ટેન્ડન્ટ અલેકઝાંડર ત્યાં પહોંચી ગયા હતા ને ટોળાને ધમકીથી નહિ પણ વિનોદથી વશ રાખી રહ્યા હતા.

છતાં તે ચિન્તામુક્ત નહોતા. તેમણે મને આવી મતલબનો સંદેશો મોકલ્યો: 'જો તમે તમારા મિત્રના મકાનને તેમજ માલને તથા તમારા કુટુંબને બચાવવા માગતા હો તો તમારે હું સૂચવું તે રીતે આ ઘરમાંથી છૂપી રીતે ભાગવું જોઇએ.'

મેં હિંદી સીપાઇનો પહેરવેશ પહેર્યો. માથે કદાચ માર પડે તો તેમાંથી બચવા સારૂ એક પીત્તળની તાસક રાખી તે ઉપર મદ્રાસીનો મોટો ફેંટો લપેટયો. સાથે બે ડિટેક્ટિવ હતા તેમાંના એકે હિંદી વેપારીનો પોશાક પહેર્યો. પોતાનું મોંઢું હિંદીના જેવું રંગ્યું. બીજાએ શું પહેર્યું એ હું ભૂલી ગયો છું. અમે પડખેની ગલીમાં થઇને પડોશની એક દુકાનમાં પહોંચ્યા ને ગોદામમાં ખડકેલી ગૂણોની થપ્પીઓ

અંધારામાં ટપીને દુકાનને દરવાજેથી ટોળામાં થઇ પસાર થયા. શેરીને નાકે ગાડી ઊભી હતી તેમાં બેસાડી મને પેલા થાણામાં, જ્યાં આશ્રય લેવાનું સુપરિન્ટેન્ડન્ટ અલેકઝાંડરે સૂચવ્યું હતું, ત્યાં જ લઇ ગયા. મેં સુપરિન્ટેન્ડન્ટ અલેકઝાંડરનો તેમજ છૂપી પોલીસના અમલદારોનો ઉપકાર માન્યો.

આમ એક તરફ જ્યારે મને લઇ જતા હતા ત્યારે બીજી તરફ સુપરિન્ટેન્ડન્ટ અલેકઝાંડર ટોળાને ગીત ગવડાવી રહ્યા હતા. તે ગીતનો તરજૂમો આ છે.

> 'ચાલો આપણે ગાંધીને પેલે
> આમલીના ઝાડે ફાંસી લટકાવીએ.'

જ્યારે હું સહીસલામત થાણે પહોંચ્યાની બાતમી સુપરિન્ટેન્ડન્ટ અલેકઝાંડરને મળી ત્યારે તેમણે ટોળીને કહ્યું: 'તમારો શિકાર તો આ દુકાનમાંથી સહીસલામત સટકી ગયેલ છે.' ટોળામાંના કોઇ ગુસ્સે થયા, કોઇ હસ્યા. ઘણાએ આ વાત માનવા ના પાડી.

'ત્યારે તમારામાંથી જેને તમે નીમો તેને હું અંદર લઇ જાઉં ને તમે તપાસી જુઓ. જો તમે ગાંધીને શોધી કાઢો તો તેને તમારે હવાલે કરું, ન શોધી શકો તો તમારે વેરાઇ જવું. તમે પારસી રૂસ્તમજીનું મકાન તો નહિ જ બાળો અને ગાંધીનાં બૈરાંછોકરાંને ઇજા નહિ કરો એ તો મારી ખાતરી જ છે.' આમ સુપરિન્ટેન્ડન્ટ અલેકઝાંડર બોલ્યા.

ટોળાએ પ્રતિનિધિ નીમ્યા. પ્રતિનિધિઓએ ટોળાને નિરાશાજનક ખબર આપ્યા. સહુ સુપરિન્ટેન્ડન્ટ અલેકઝાંડરની સમયસૂચકતા ને ચતુરાઇની સ્તુતિ કરતા, પણ કેટલાંક ધુંધવાતા વિખરાયા.

મરહૂમ મિ. ચેમ્બરલેને મારા ઉપર હુમલો કરનારાઓ પર કામ ચલાવવા ને મને ન્યાય મળે એમ થવા તાર કર્યો. મિ. એસ્કંબે મને પોતાની પાસે બોલાવ્યો. મને ઇજા થઈ તે માટે દિલગીરી બતાવીને કહ્યું: 'તમારો વાળ સરખો વાંકો થાય તેમાં હું

રાજી ન હોઉં એ તો તમે માનશો જ. હવે જો તમે હુમલો કરનારાઓને ઓળખી શકો તો તેમને પકડવા તથા તેમના ઉપર કામ ચલાવવા હું તૈયાર છું.'

મેં જવાબ આપ્યો: 'મારે કોઇના ઉપર કામ ચલાવવું નથી. હુમલો કરનારાઓમાંથી એક બેને કદાચ હું ઓળખું, પણ તેમને સજા કરવાથી મને શો લાભ! વળી હું હુમલો કરનારાઓને દોષિત પણ નથી ગણતો. તેમને તો એમ કહેવામાં આવ્યું કે મેં હિંદુસ્તાનમાં અતિશયોક્તિ કરી નાતાલના ગોરાઓને વગોવ્યા છે. આ વાત તેઓ માને ને ગુસ્સો કરે તેમાં નવાઇ શી? દોષ તો ઉપરીઓનો અને મને કહેવા દો તો, તમારો ગણાય. તમે લોકોને સીધી રીતે દોરી શકતા હતા. પણ તમે સુદ્ધાં છાપાંના તારને સાચો માન્યો ને મેં અતિશયોક્તિ કરી હશે એમ કલ્પી લીધું. મારે કોઇના ઉપર કામ ચલાવવું નથી, જ્યારે ખરી હકીકત જાહેર થશે ને લોકો જાણશે ત્યારે તેઓ પસ્તાશે.'

'ત્યારે તમે મને આ વાત લેખિતવાર આપશો? મારે તેવો તાર મિ. ચેમ્બરલેનને મોકલવો પડશે.' મેં હા પાડી અને તુરત ઘટતો કાગળ લખી આપ્યો.

બીજે દિવસે 'નાતાલ એડવરટાઇઝર' નામના છાપાનો પ્રતિનિધિ મને મળવા આવ્યો. તેણે મને ઘણા પ્રશ્નો પૂછ્યા. મેં બધાનાં સંપૂર્ણતાએ જવાબ આપ્યા. 'કુરલેંડ' અને 'નાદારી'માં આવનાર ઉતારુઓને લાવવામાં હું જવાબદાર નથી અને હિંદના ભાષણોમાં મેં અહીં ન કહી હોય એવી કોઇ વાત કીધી નથી એ એને સમજાવ્યું. મારા આ ખુલાસાની અને હુમલો કરનારાઓ ઉપર ફરિયાદ નહિ માંડવાના મેં કરેલા ઇનકારની અસર એટલી બધી પડી કે ગોરાઓ શરમાયા. છાપાંઓએ મને નિર્દોષ ઠરાવ્યો; હુલ્લડ કરનારાને નિંદ્યા. હિંદી કોમની પ્રતિષ્ઠા વધી ને મારો માર્ગ સરળ થયો.

ઉપરના બનાવથી મારો ધંધો ઠીક ચાલતો હતો પણ તેથી સંતોષ નહોતો રહેતો. ભોગો ભોગવવાનો આરંભ તો કર્યો પણ તે ટકી ન શકયો. રાચરચીલું વસાવતાં તો મને તે ઉપર મોહ ન જ ઊપજી શકયો. એટલે ઘર વસાવ્યું તેવો જ મેં ખરચ ઓછું કરવાનો આરંભ કર્યો. ધોબીનું ખરચ પણ વધારે લાગ્યું. વળી ધોબી નિયમિતપણે કપડાં ન આપે તેથી બેત્રણ ડઝન ખમીસથી ને તેટલા કૉલરથી પણ મારું ન નભે. કૉલર રોજ બદલવા; ખમીસ રોજ નહિ તો એકાંતરે બદલવાં. એટલે બે તરફથી ખરચ થાય. આ મને નકામું જણાયું. એટલે ધોવાનો સરંજામ વસાવ્યો. ધોવાની કળાની ચોપડી વાંચીને ધોવાનું શીખ્યો. પત્નીને પણ શીખવ્યું. કંઇક બોજો તો વધ્યો જ, પણ નવું હતું. એટલે વિનોદ થતો.

હાથે ધોયેલો મારો પહેલો કૉલર તો હું કદી ભૂલું તેમ નથી. એમાં આર વધારે ચડેલ ને ઇસ્ત્રી પૂરી ગરમ નહોતી. વળી કૉલર દાઝી જવાની બીકે ઇસ્ત્રી બરોબર દાબી નહિ તેથી તે અક્કડ તો બન્યો પણ તેમાંથી આર ખર્યાં કરતો હતો!

આવે હાલે હું કોરટમાં ગયો ને બૅરિસ્ટરોને મજાક કરવાનું સાધન બન્યો. પણ મારામાં આવી મજાક સહન કરવાની શક્તિ તે કાળે પણ ઠીક હતી.

'કૉલર હાથે ધોવાનો આ પહેલો અખતરો છે એટલે તેમાંથી આર ખરે છે. મને એ અડચણકર્તા નથી, ને વળી તમને બધાંને આટલો વિનોદ પૂરો પાડું છું એ વધારાનો નફો.' મેં ખુલાસો કર્યો.

'પણ ધોબી ક્યાં નથી મળતા?' એક મિત્રે પૂછ્યું. કૉલરની કિંમત જેટલી ધોલાઇ થાય અને એ આપતાં છતાં ધોબીની

ગુલામી ભોગવવી એના કરતાં હાથે ધોવું હું પસંદ કરૂં છું.'

આ સ્વાવલંબનની ખૂબી હું મિત્રોને ન સમજાવી શકયો.

મારે કહેવું જોઇએ કે છેવટે ધોબીના ધંધામાં મારા કામપૂરતી કુશળતા મેં મેળવી લીધી હતી, અને ધોબીના ધોણ કરતાં ઘરનું ધોણ મુદ્દલ ઊતરતું નહોતું.

જેમ ધોબીની ગુલામીમાંથી હું છૂટયો તેમ હજામની ગુલામીમાંથી પણ છૂટવાનો પ્રસંગ આવ્યો. હજામત તો વિલાયત જનારા સહુ હાથે કરતાં શીખે જ, પણ વાળ કાપવાનું કોઇ શીખતા હોય એવો મને ખ્યાલ નથી. પ્રિટોરિયામાં હું એકવેળા એક અંગ્રેજ હજામની દુકાને પહોંચ્યો. તેણે મારી હજામત કરવાની ધસીને ના પાડી, ને ના પાડવમાં જે તિરસ્કાર બતાવ્યો તે વધારાનો. મને દુઃખ થયું. હું પહોંચ્યો બજારમાં. વાળ કાપવાનો સંચો ખરીદ્યો ને અરીસાની સામે ઉભા રહી વાળ કાપ્યા. વાળ જેમ તેમ કપાયા તો ખરા, પણ પાછળના કાપતાં બહુ મુશ્કેલી પડી. સીધા તો ન જ કપાયા. કોરટમાં હસાહસ.

'તારે માથે ઉંદર ફરી ગયા છે?'

મેં કહ્યું: 'ના; મારા કાળા માથાનો સ્પર્શ ધોળા હજામ ન કરે એટલે જેવાતેવા પણ હાથે કાપેલા વાળ મને પ્રિય છે.'

આ જવાબથી મિત્રોને આશ્ચર્ય ન થયું. ખરું જોતાં પેલા હજામનો કશો દોષ નહોતો. જો તે શ્યામવર્ણ લોકોના વાળા કાપે તો તેની કમાણી જાય. આપણે કયાં આપણા અસ્પૃશ્યોના વાળ ઊંચવર્ણા હિંદુઓના હજામ પાસે કપાવા દઇએ છીએ? એનો બદલો મને દક્ષિણ આફ્રિકામાં એક નહિ પણ અનેકવેળા મળ્યો છે. અને આપણા દોષનું જ એ પરિણામ છે એવી મારી સમજ હોવાથી મને એ વાતનો કદી રોષ નથી ચડયો.

# અંગ્રેજોને ખાતર

**સને** ૧૮૯૭ થી ૯૯ દરમ્યાનના જિંદગીના બીજા અનેક અનુભવો છોડીને હવે હું બોઅર યુદ્ધ ઉપર આવું છું. આ યુદ્ધ અંગ્રેજ અને બોઅર કોમ વચ્ચે હતું. એ જ્યારે થયું ત્યારે મારી પોતાની લાગણી કેવળ બોઅરો તરફ હતી. પણ બ્રિટિશ રાજ્ય તરફની મારી વફાદારી મને તે યુધ્ધમાં ભાગ લેવા બળાત્કારે ઘસડી ગઈ. મને લાગ્યું કે જો હું બ્રિટીશ રૈયત તરીકે હક્કો માગી રહ્યો હતો, તો બ્રિટિશ રૈયત તરીકે બ્રિટિશ રાજ્યના રક્ષણમાં ભાગ આપવાનો મારો ધર્મ હતો. આથી જેટલા સાથીઓ મળ્યા તેટલા મેળવીને અને અનેક મુસીબતો વેઠીને અમે ઘાયલ થયેલાઓની શુશ્રૂષા કરનારી એક ટુકડી ઉભી કરી. અત્યાર સુધી સામાન્ય રીતે અહીંના અંગ્રેજોમાં હિંદીઓ જોખમનાં કામ ન ખેડે, સ્વાર્થ ઉપરાંત બીજું કશું તેમને ન સૂઝે, એવી જ માન્યતા હતી. તેથી ઘણા અંગ્રેજ મિત્રોએ મને નિરાશાના જ જવાબો આપ્યા. માત્ર દા. બૂથે ખૂબ ઉત્તેજન આપ્યું. તેમણે અમને ઘાયલ યોદ્ધાઓની સારવાર કરવાની તાલીમ આપી. અમારી લાયકાતનાં દાક્તરનાં પ્રમાણપત્રો મેળવ્યાં. લડાઇમાં સેવા કરવા દેવાની અમે સરકારને અરજી કરી. સરકારને પણ રંગરૂટોનો ત્યારે ખપ હતો એટલે અમારી માગણીનો તુરત જ સ્વીકાર થયો.

આ ટુકડીમાં લગભગ ૧,૧૦૦ જણ હતા, તેમાં લગભગ ૪૦ મુખી હતા. બીજા ત્રણસેંક સ્વતંત્ર હિંદીઓ ભરતીમાં દાખલ થયા હતા. બાકીના ગિરમીટિયા હતા. દા. બૂથ પણ અમારી સાથે હતા. ટુકડીએ કામ સરસ કર્યું. જો કે તેને દારૂગોળાની બહાર કામ કરવાનું હતું અને તેને રેડક્રોસનું રક્ષણ હતું. છતાં ભીડને સમયે દારૂગોળાની હદની અંદર કામ કરવાની તક પણ અમને મળી. આવા જોખમમાં ન ઉતરવાનો કરાર સરકારે પોતાની ઇચ્છાથી અમારી જોડે કર્યો હતો. પણ સ્પિયાંકોપની હાર પછી સ્થિતિ બદલાઇ. તેથી જનરલ બુલરે સંદેશો મોકલાવ્યો કે જો કે અમે જોખમ વહોરવાને બંધાયેલા નહોતા, છતાં જો અમે તેવું જોખમ વહોરીને ઘાયલ સિપાઇઓને તેમજ અમલદારોને રણક્ષેત્રમાંથી ઉંચકી ડોળીઓમાં ખસેડી લઇ જવા તૈયાર થઇશું તો સરકાર અમારો ઉપકાર માનશે. અમે તો જોખમ વહોરવા તત્પર જ હતા. એટલે સ્પિયાંકોપના યુદ્ધ પછી અમે દારૂગોળાની હદની અંદર કામ કરતા થઇ ગયા.

આ દિવસોમાં બધાને ઘણીવાર દહાડાની વીસપચીસ માઇલની મજલ કરવી પડતી અને એક વખત તો ઘાયલોને ડોળીમાં ઊંચકીને તેટલા માઇલ ચાલવું પડયું હતું.

છ અઠવાડિયાને અંતે અમારી ટુકડીને વિદાયગીરી આપવામાં આવી. અમારા નાનકડા કામની તે વેળા તો બહુ સ્તુતિ થઇ. એથી હિંદીઓની પ્રતિષ્ઠા વધી. 'છેવટ હિંદીઓ સામ્રાજ્યના વારસ તો છે જ' એવાં ગીતો ગવાયાં.

હવે હિંદી કોમ વધારે સંગઠીત થઇ. હું ગિરમીટિયા હિંદીઓના પ્રસંગમાં ઘણો વધારે આવી શક્યો. તેમનામાં વધારે જાગૃતિ આવી, અને હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી, મદ્રાસી, ગુજરાતી, સિંધી, બધા હિંદી છીએ એ લાગણી વધારે દૃઢ થઇ. સહુએ માન્યું કે હવે

હિંદીઓ ઉપરનાં દુઃખ દૂર થવાં જ જોઇએ. ગોરાઓની વર્તણૂકમાં પણ તે વખતે ચોખ્ખો ફેરફાર જણાયો.

લડાઇમાં જે ગોરાઓનો અમને પ્રસંગ પડયો તે મીઠો હતો. હજારો 'ટોમી'ઓના સહવાસમાં અમે આવ્યા. તેઓ અમારી સાથે મિત્રભાવે વર્તતા ને અમે તેમની સેવા માટે હતા એ જાણી ઉપકાર માનતા.

મનુષ્યસ્વભાવ દુ:ખને સમયે કેવો પીગળે છે એનું તે સમયનું એક મધુર સ્મરણ અહીં નોંધ્યા વિના રહી શકાતું નથી. અમે ચીવલી છાવણી તરફ જતા હતા. તાપ સખત હતો. અમે કૂચ કરી રહ્યા હતા. સહુ તરસ્યા હતા. પાણી પીવાને સારૂ રસ્તામાં એક નાનકડો ઝરો હતો. કોણ પહેલાં પાણી પીએ? 'ટોમી'ઓ પી રહ્યા પછી આપણે પીશું એમ મેં ધાર્યું હતું. 'ટોમી'ઓએ અમને જોઇ તુરત અમને પહેલાં પાણી પીવા દેવા આગ્રહ માંડયો, ને એમ ઘણી વાર સુધી અમારી વચ્ચે 'તમે પહેલા અમે પછી' એવી મીઠી તાણાતાણ ચાલી.

# સેવકને ભેટો ન હોય

લડાઇના કામમાંથી છૂટા થયા પછી મને લાગ્યું કે હવે મારું કામ દક્ષિણ આફ્રિકામાં નથી પણ દેશમાં છે. મેં સાથીઓ આગળ આ વસ્તુની માગણી કરી. ઘણી મુસીબતે એ માગણીનો શરતી સ્વીકાર થયો. શરત એ હતી કે એક વર્ષની અંદર જો કોમને મારી જરૂર જણાય તો મારે પાછું દક્ષિણ આફ્રિકા જવું. મને આ શરત કઠણ લાગી, પણ પ્રેમપાશથી હું બંધાયેલો હતો. મિત્રોના બોલને હું તરછોડી ન શક્યો. મેં વચન આપ્યું ને રજા મેળવી.

આ વેળા મારો નિકટ સંબંધ નાતાલ સાથે જ હતો એમ કહેવાય. નાતાલના હિંદીઓએ મને પ્રેમામૃતથી નવડાવી મૂક્યો. ઠેકઠેકાણે માનપત્રો આપવાની સભાઓ થઇ અને દરેક ઠેકાણેથી કિંમતી ભેટો આવી.

૧૮૯૬માં જ્યારે હું દેશ આવેલો ત્યારે પણ ભેટો મળેલી, પણ આ વખતની ભેટોથી ને સભાઓનાં દૃશ્યથી હું અકળાયો. ભેટોમાં સોનાચાંદીની વસ્તુઓ તો હતી જ, પણ તેમાં હીરાની વસ્તુઓ પણ હતી. વળી પચાસ ગીનીનો એક હાર કસ્તુરબાઇ માટે પણ એમાં હતો.

આ બધી વસ્તુઓનો સ્વીકાર કરવાનો મને શો અધિકાર હોય? એનો સ્વીકાર કરું તો કોમની સેવા હું પૈસા લઇને નહોતો કરતો એમ મારા મનને કેમ મનાવું? વળી આ ભેટોનો મોટો ભાગ તો મારી જાહેર સેવાને અંગેજ હતો. આ બધું મારાથી શે જીરવાય?

જે સાંજે આમાંની મુખ્ય ભેટો મળી તે રાત્રિ મેં બાવરાની જેમ જાગીને ગાળી. મારા ઓરડામાં આંટા માર્યા કર્યા. પણ

કંઇ ગૂંચ ઊકલે નહિ. સેંકડોની ભેટો જતી કરવી એ ભારે પડતું હતું, રાખવી એ વધારે ભારે લાગતું હતું.

અંતે મારાથી આ વસ્તુઓ ન જ રખાય એવા નિર્ણય ઉપર હું આવ્યો.

ધર્મપત્નીને સમજાવવાનું મુશ્કેલ પડશે એ હું જાણુતો હતો. બાળકોને સમજાવવામાં મુદ્દલ મુશ્કેલી નહિ આવે એવી મને ખાતરી હતી.

બાળકો તો તુરત સમજ્યા. 'અમારે એ દાગીનાઓનું કામ નથી. આપણે તે બધું પાછું જ આપવું. ને કદાચ આપણુને એવી વસ્તુ જોઇતી હશે તો આપણે પોતે ક્યાં નથી લઇ શકતા?' આમ તેઓ બોલ્યા.

હું રાજી થયો. 'ત્યારે બાને તમે સમજાવશો?' મેં પૂછ્યું.

'જરૂર. જરૂર. એ અમારું કામ, એને કયાં એ દાગીના પહેરવા છે? એ તો અમારે સારુ રાખવા ઇચ્છે. અમારે એ ન જોઇએ પછી એ શાની હઠ કરે?'

પણ કામ ધાર્યા કરતાં વસમું નીવડ્યું.

કસ્તુરબાઇએ મને ખૂબ સંભળાવ્યું; એ બધાં અણિયાળાં બાણુ હતાં. એમાંના કેટલાક વાગતાં હતાં. પણ ઘરેણાં તો મારે પાછાં આપવાં જ હતાં. ૧૮૯૬ માં મળેલી ને ૧૯૦૧ માં મળેલી ભેટો પાછી આપી. તેનું ટ્રસ્ટ બન્યું ને તેનો જાહેર કામને સારૂ ઉપયોગ મારી ઇચ્છા મુજબ અથવા ટ્રસ્ટીઓની ઇચ્છા મુજબ થાય એ શરતે બેંકમાં મૂકાઇ. આજે પણ આપત્તિફાળો તરીકે તે મોજુદ છે ને તેની વૃદ્ધિ થતી ગઇ છે.

આ પગલાને વિષે મને કદી પશ્ચાતાપ થયો નથી. દિવસો જતાં કસ્તુરબાઇને પણ તેની યોગ્યતા જણાઇ. જાહેર સેવકને અંગત ભેટો ન હોય એવો મારો અભિપ્રાય સદાય રહ્યો છે.

# મહાસભાનો પહેલો અનુભવ

**હિંદુસ્તાન** પહોંચ્યા પછી થોડો સમય મેં ફરવામાં ગાળ્યો. આ સને ૧૯૦૧ની સાલ હતી. એ વર્ષની મહાસભા કલકત્તે હતી. દીનશા એદલજી વાચ્છા પ્રમુખ હતા. મારે મહાસભામાં તો જવાનું હતું જ. મહાસભાનો મારો આ પહેલો અનુભવ હતો.

હું કલકત્તે પહોંચ્યો. શહેરીઓ પ્રમુખ વગેરે નેતાઓને ધામધુમથી લઇ ગયા. મેં કોઇ સ્વયંસેવકને પૂછયું, 'મારે કયાં જવું?'

તે મને રિપન કોલેજમાં લઇ ગયો. તેમાં ઘણા પ્રતિનિધિઓનો સમાસ હતો. મારે સદ્‌ભાગ્યે જે વિભાગમાં હું હતો તેમાં જ લોકમાન્ય તિલકનો પણ ઉતારો હતો.

અહીંની વ્યવસ્થા જરા તપાસવા જેવી હતી. સ્વયંસેવકો એકબીજા સાથે અથડાય. જે કામ જેને સોંપો તે તેનું ન હોય. તે તુરત બીજાને બોલાવે; બીજો ત્રીજાને. બાપડો પ્રતિનિધિ તો નહિ ત્રણમાં, નહિ તેરમાં ને નહિ છપ્પનના મેળમાં.

પણ જેવા સ્વયંસેવક તેવા જ આવેલા મેમાનો. તેમને પણ તેટલા જ દહાડાની તાલીમ. પોતાને હાથે પોતે કશું જ ન કરે. બધી વાતમાં હુકમ. 'સ્વયંસેવક, આ લાવો' ને 'તે લાવો' ચાલ્યાં જ કરે.

દ્રાવિડી રસોડું તદ્દન નિરાળું હતું. માણસ ગૂંગળાઇ જાય એટલો તેમાં ધૂમાડો. ખાવાનું, પીવાનું બધું તેમાં. રસોડું એટલે તિજોરી.

અહીં ગંદકીનો પાર નહોતો. બધે પાણી જ પાણી થઇ રહ્યું હતું. પાયખાનાં થોડાં જ હતાં. તેની દુર્ગંધનું સ્મરણ મને હજુ પજવે છે. સ્વયંસેવકને મેં તે બતાવ્યું. તેણે ઘસીને કહ્યું, 'અમે શું

કરીએ? એ તો ભંગીનું કામ.' મેં સાવરણાની માગણી કરી. પેલો સામું જોઇ રહ્યો. મેં સાવરણો પેદા કરી લીધો. પાયખાનું સાફ કર્યું.

પણ આટલેથી બસ નહોતું. રાતની વેળા કોઈ તો ઓરડાની ઓશરીનો જ ઉપયોગ કરી લેતા. સવારે સ્વયંસેવકને મેં મેલું બતાવ્યું. સાફ કરવા કોઇ તૈયાર નહોતું. એ સાફ કરવાનું માન પણ મેં જ ભોગવ્યું. મહાસભાને ભરાવાને હજુ એક બે દિવસની વાર હતી. મેં નિશ્ચય કર્યો કે મહાસભાના દફતરમાં મારી સેવાનો જો સ્વીકાર થાય તો મારે તેમ કરવું અને અનુભવ મેળવવો.

નાહીધોઇને હું મહાસભાના દફતરમાં ગયો. શ્રી. ભૂપેન્દ્રનાથ બસુ અને શ્રી. ઘોષાળ મંત્રી હતા. મેં સેવા માગી. શ્રી. ઘોષાળે હસીને કહ્યું:

'મારી પાસે તો કારકુનનું કામ છે. તે કરશો?'

મેં જવાબ આપ્યો: 'જરૂર કરીશ.'

'ત્યારે આ રહ્યો કાગળનો ઢગલો ને આ રહી ખુરસી. આ બધા તમે જોઇ જજો. જેની પહોંચ આપવી ઘટે તેની પહોંચ આપજો, ને જેના જવાબ વિષે મને પૂછવું ઘટે તે વિષે મને પૂછજો.'

હું તો આ વિશ્વાસથી ખુશ ખુશ થઇ ગયો. થોડાજ દિવસમાં મહાસભાના તંત્રની મને ખબર પડી ગઇ. મહાસભા ભરાઇ. મંડપનો ભવ્ય દેખાવ, સ્વયંસેવકોની હાર, માંચડા ઉપર વડીલવર્ગ વગેરેને જોઇ હું ગભરાયો આ સભામાં મારો પત્તો શો લાગી શકે એ વિચારથી હું અકળાયો.

પ્રમુખનું ભાષણ તો એક પુસ્તક હતું. તે પૂરૂં વંચાય એવી સ્થિતિ જ નહોતી. તેમાંના કોઇ કોઇ ભાગ જ વંચાયા.

પછી ઠરાવો તૈયાર કરવા માટે એક સમિતિ નીમાઇ. એના સભ્યો ચૂંટાયા. તેમાં મને ગોખલે લઇ ગયા.

સર ફિરોજશાએ મારો ઠરાવ લેવાની હા તો પાડી હતી. પણ મહાસભાની આ સમિતિમાં કોણ રજૂ કરશે, ક્યારે કરશે, એ વિચારતો હું સમિતિમાં બેઠો હતો. એકએક ઠરાવની પાછળ લાંબાં ભાષણો, બધાં અંગ્રેજીમાં. એકએકની પાછળ જાણીતી વ્યક્તિઓ. આ નગારાં વચ્ચે મારી તૂતીનો અવાજ કોણ સાંભળશે? રાત ચાલી જતી હતી. તેમતેમ મારું હૈયું ધડકતું હતું. છેવટના ઠરાવો હાલનાં વિમાનની ગતિએ ચાલતા હતા એવું મને યાદ આવે છે. સહુ ભાગવાની તૈયારીમાં છે. રાતના ૧૧ વાગ્યા છે. મારી બોલવાની હિંમત ન મળે. મેં ગોખલેને મળી લીધું હતું. તેમણે આફ્રિકાને વિષેનો મારો ઠરાવ જોઈ લીધો હતો.

તેમની ખુરશીની પાસે જઈને મેં ધીમેથી કહ્યું:

'મારા આફ્રિકાનું કંઈક કરજો.'

તેમણે કહ્યું: 'તમારો ઠરાવ મારા ખ્યાલ બહાર નથી. અહીંની ઉતાવળ તમે જોઈ રહ્યા છો, પણ હું એ ઠરાવને ભૂલાવા નહિ દઉં.'

'કેમ, હવે ખલાસ?' સર ફિરોજશા બોલ્યા.

'દક્ષિણ આફ્રિકાનો ઠરાવ તો છે જ ના? મિ. ગાંધી ક્યારના વાટ જોઈને બેઠા છે.' ગોખલે બોલી ઊઠ્યા.

'એમ, ત્યારે ગાંધી, વાંચો તમારો ઠરાવ.'

મેં ધ્રૂજતાં વાંચી સંભળાવ્યો.

ગોખલેએ ટેકો આપ્યો.

બધાએ હાથ ઉંચા કર્યા. ઠરાવ પસાર થયો. પણ આ દ્રશ્યથી હું ખુશી ન થયો. કોઈએ ઠરાવ સમજવાની કે સાંભળવાની તકલીફ ન લીધી. મને આ ઠરાવનું મહત્વ ન જણાયું. છતાં મહાસભામાં ઠરાવ પસાર થયો એ વાતથી જ આનંદ માની બેસી રહ્યો.

# કાલિકામાતાને મંદિરે

**મહાસભા** તો વીતી પણ મારે દક્ષિણ આફ્રિકાના કામને અંગે કલકત્તામાં એક માસ રોકાવાનું હતું. શ્રી. ગોખલેએ આ વાત જાણી અને મને પોતાને ત્યાં રહેવા આમંત્ર્યો. તેમણે મને પોતાના નાનાભાઇ જેમ રાખ્યો. આ દિવસોમાં એમની કામ કરવાની પદ્ધતિથી મને જેટલો આનંદ થયો તેટલું જ શીખવાનું મળ્યું. તેઓ પોતાની એક પણ ક્ષણ નકામી ન જવા દેતા. તેમના બધા સંબંધો દેશકાર્યને અંગે જ હતા એમ મેં અનુભવ્યું.

એમની છાયા તળે રહી મેં આ બધો સમય આળસમાં ન ગાળ્યો. કલકત્તાના કાલિમંદિરની વાત એક મિત્રે કરી જ હતી. તે મંદિર જોવાની મને તીવ્ર ઇચ્છા હતી. તેનું વર્ણન મેં પુસ્તકમાં વાંચ્યું હતું. એકવાર હું એ બાજુ જઇ ચડયો. રસ્તે બલિદાનનાં ઘેટાંની તો હારની હાર ચાલી જતી હતી. મંદિરની ગલીમાં પહોંચતાં જ ભિખારીઓની લંગર લાગી રહેલી જોઇ. બાવાઓ તો હોય જ. મારો રિવાજ તે વખતે પણ હૃષ્ટપુષ્ટ ભિખારીને કશું ન આપવાનો હતો. ભીખ માગનારા તો ખૂબ વળગ્યા હતા.

એક બાવાજી ઓટલા ઉપર બેઠા હતા. તેણે બોલાવ્યો: 'કયોં બેટા, કહાં જાતે હો?' મેં અનુકૂળ ઉત્તર વાળ્યો. તેણે મને અને મારા સાથીને બેસવા કહ્યું. અમે બેઠા.

મેં પૂછ્યું: 'આ ઘેટાંનો ભોગ તમે ધર્મ માનો છો?'

તેણે કહ્યું: 'જીવને હણવામાં ધર્મ કોણ માને?'

'ત્યારે તમે અહીં બેસી લોકોને કેમ બોધ નથી દેતા?'

'અમારું એ કામ નથી. અમે તો બેસીને ભગવાનનું ભજન કરીએ.'

'પણ તમને બીજી જગ્યા ન મળતાં આ જ મળી?'

'અમે જ્યાં બેસીએ ત્યાં સરખું. લોકો તો ઘેટાંનાં ટોળાં જેવા છે, જેમ ઘેટાં દોરાય તેમ તે દોરાય. તેમાં અમારે સાધુને શું?' બાવાજી બોલ્યા.

મેં સંવાદ આગળ ન વધાર્યો. અમે મંદિરે પહોંચ્યા. સામે લોહીની નદી વહેતી હતી. દર્શન કરવા ઊભવાની મારી ઇચ્છા ન રહી. હું ખૂબ અકળાયો, બેચેન થયો. આ દ્રશ્ય હું હજુ લગી ભૂલી શકયો નથી. એક બંગાળી મિજલસમાં તે જ સમયે મને નોતરું હતું. ત્યાં એક ગૃહસ્થ પાસે આ ઘાતકી પૂજાની વાત કરી. તેમણે કહ્યું, 'ત્યાં નગારાં વગેરે વાગે એટલે તેની ધૂનમાં ઘેટાંને ગમે તે રીતે મારો તોપણ તેને કંઇ જ ઇજા ન લાગે એમ અમારો અભિપ્રાય છે.'

મને આ અભિપ્રાય ગળે ન ઉતર્યો. ઘેટાંને વાચા હોય તો નોખી જ વાત કરે એમ મેં આ ગૃહસ્થને જણાવ્યું. આ ઘાતકી રિવાજ બંધ કરવો જોઇએ એમ લાગ્યું.

જે મેં ત્યારે ધાર્યું તે આજે પણ ધારું છું. મારે મન ઘેટાંના જીવની કિંમત મનુષ્યના જીવના કરતાં ઓછી નથી. મનુષ્યદેહને નિભાવવા હું ઘેટાંનો દેહ લેવા તૈયાર ન થાઉં. જેમ વધારે અપંગ જીવ તેમ તેને મનુષ્યના ઘાતકીપણાથી બચવા મનુષ્યના આશ્રયનો વધારે અધિકાર છે એમ હું માનું છું.

કોઇ તેજસ્વી પુરુષ આ દુનિયામાં જન્મી લોકોને આ પાપમાંથી બચાવે અને નિર્દોષ પ્રાણીઓની રક્ષા કરે એવી પ્રાર્થના હું દરરોજ પ્રભુને કરું છું.

## ત્રીજા વર્ગની હાડમારી

**અહીંઆ** ધંધે વળગું તે પહેલાં મારો વિચાર હિંદુસ્તાનનો નાનકડો પ્રવાસ ત્રીજા વર્ગમાં કરી તે વર્ગના મુસાફરોનો પરિચય કરવાનો અને તેમનાં દુઃખો જાણી લેવાનો હતો. ગોખલે આગળ મેં આ વિચાર મૂક્યો. તેમણે પ્રથમ તો તે હસી કાઢ્યો. પણ જ્યારે મેં મારી આશાઓનું વર્ણન કર્યું ત્યારે તેમણે ખુશીથી મારી યોજનાને સંમતિ આપી.

આ મુસાફરીને સારુ મારે નવો સામાન વસાવવાનો હતો. એક ડબ્બો પિત્તળનો ગોખલેએ જ આપ્યો ને તેમાં મારે સારુ મગજના લાડુ અને પૂરી મુકાવ્યાં. એક બાર આનાની કંતાનની પાકીટ લીધી. છાયા (પોરબંદર નજીકનું ગામ)ના ઊનનો ડગલો બનાવડાવ્યો હતો. પાકીટમાં એ ડગલો, ટુવાલ, પહેરણ અને ધોતિયું હતાં. ઓઢવાને સારુ એક કામળી હતી. ઉપરાંત એક લોટો સાથે રાખ્યો હતો. આટલો સામાન લઈને હું નીકળ્યો.

આ મુસાફરી કલકત્તાથી રાજકોટ સુધીની હતી. તેમાં કાશી, આગ્રા, જયપુર, પાલણપુર અને રાજકોટ એમ જવાનું હતું. મને યાદ છે તે પ્રમાણે મને આટલી મુસાફરીમાં ગાડીભાડાં સહિત એકત્રીસ રૂપિયા ખર્ચ થયેલું. ત્રીજા વર્ગની મુસાફરીમાં પણ ઘણેભાગે મેલગાડીને છોડી દેતો. કેમકે મને ખબર હતી કે તેમાં વધારે ભીડ હોય છે. તેનું ભાડું પણ સામાન્ય પેસેન્જર ગાડીના ત્રીજા વર્ગને હિસાબે વધારે હતું એ વાંધો તો હતો જ.

ત્રીજા વર્ગના ડબ્બામાં ગંદકી અને પાયખાનાની બૂરી હાલત તો જેવાં આજે છે તેવાં તે વખતે હતાં. આજે કદાચ સહેજ સુધારો થયો હોય તો ભલે. પણ પહેલા અને ત્રીજા વર્ગ વચ્ચે

સગવડોનું અંતર ભાડાના અંતર કરતાં ઘણું વધારે જણાયું. ત્રીજા વર્ગના ઉતારુ એટલે ઘેટાં, ને તેમની સગવડ એટલે ઘેટાંના ડબ્બા. અહીંના જેટલી હાડમારી મેં બીજે કયાંય જોઇ નથી. દક્ષિણ આફ્રિકામાં ત્રીજા વર્ગના ઉતારુઓ મોટે ભાગે હબસીઓ જ હોય છે. છતાં ત્યાંના ત્રીજા વર્ગમાં પણ વધારે સગવડ છે. કેટલાક ભાગમાં તો ત્યાં ત્રીજા વર્ગના ડબ્બામાં સુવાની સગવડ પણ હોય છે અને બેઠકો ગાદીથી મઢેલી હોય છે. દરેક ખાનામાં બેસનાર ઉતારુઓની સંખ્યાની હદ જાળવવામાં આવે છે. અહીં તો ત્રીજા વર્ગમાં સંખ્યાની હદ જળવાયાનો મને અનુભવજ નથી.

રેલખાતા તરફની આ અગવડો ઉપરાંત મુસાફરોની કુટેવો સુઘડ મુસાફરને સારુ ત્રીજા વર્ગની મુસાફરી સજા રૂપ કરી નાંખે છે. ગમે ત્યાં થૂંકવું, ગમે ત્યાં કચરો નાંખવો, ગમે તેમ ને ગમે તે વખતે બીડી ફૂંકવી, પાન-જરદો ચાવવા ને તેની પિચકારીઓ બેઠા હોય ત્યાં જ મારવી, એઠવાડ ભોંય ઉપર નાંખવો, બરાડા પાડીને વાતો કરવી, જોડે બેઠલાની દરકાર ન કરવી ને ભાષાની ગંદકી,—આ તો સૌનો સામાન્ય અનુભવ છે.

આ મહાવ્યાધિનો ઉપાય મેં એકજ જાણ્યો છે. તે એ કે શિક્ષિત વર્ગે ત્રીજા વર્ગમાં જ મુસાફરી કરવી ને લોકોની ટેવો સુધારવા પ્રયત્ન કરવો. સિવાય, રેલખાતાના અમલદારોને ફરિયાદોથી પજવી મેલવા, પોતાની સગવડ મેળવવા કે જાળવવા લાંચરૂશ્વત ન આપવી, ને એકપણ ગેરકાયદેસર વર્તણુક ન કરવી.

આમ કરવાથી ઘણો સુધારો થઇ શકે છે એમ મારો અનુભવ મને કહે છે.

# ફરી પાછો આફ્રિકામાં

**ગોખલેની** બારે ઇચ્છા હતી કે હું મુંબઈમાં સ્થિર થાઉં, ત્યાં બૅરિસ્ટરનો ધંધો કરું ને તેમની સાથે જાહેર સેવામાં ભાગ લઉં.

આથી રાજકોટમાં થોડોક સમય ગાળી હું મુંબઈમાં આવ્યો. અહીં રહીને જરાક સ્વસ્થતા અનુભવી ત્યાં તો દક્ષિણ આફ્રિકાથી તાર આવ્યો: 'ચેમ્બરલેન અહીં આવે છે, તમારે જલદી આવવું જોઈએ.' મારું વચન તો મને યાદ જ હતું એટલે ઑફિસ સંકેલી હું રવાના થયો.

ડરબન પહોંચતાં જ હું કામે લાગી ગયો. મેં જાણ્યું કે બોઅર લડાઈ પછી હિંદીઓની સ્થિતિ સુધારવાને બદલે વધુ બગડી રહી છે. હવે મારાથી ટ્રાન્સવાલ છોડાય એમ ન રહ્યું. મેં મિત્રો સાથે મસલત કરી ને જોહાનિસબર્ગમાં ઑફિસ રાખવાનું ઠરાવ્યું.

અહીં રહીને કોમી હકોને સારુ કઈ રીતે લડવું પડયું ને એશિયાઈ ખાતાના અમલદારોની સાથે કેમ વર્તવું પડયું તેના વર્ણનમાં આગળ વધું તે પહેલાં મારા જીવનના બીજા ભાગ ઉપર નજર નાંખવાની આવશ્યકતા છે.

૧૮૯૩ માં મેં કેટલાક ધર્મોનો પરિચય કર્યો હતો; હવે મને એ બધા ધર્મોનો અભ્યાસ કરવાનું મન થયું. કેટલાકની સાથે ગીતાનો અભ્યાસ શરુ કર્યો. એક નાનું સરખું 'જિજ્ઞાસુ મંડળ' નામે મંડળ પણ કાઢયું. ગીતાજી ઉપર મને પ્રેમ અને શ્રદ્ધા તો પહેલેથી હતાં જ. હવે તેમાં ઉંડા ઊતરવાની આવશ્યકતા જોઈ. નિત્ય એક અથવા બે શ્લોક કંઠે કરવાનું ધાર્યું.

સવારના દાતણ અને સ્નાનનો સમય મેં કંઠ કરવાના ઉપયોગમાં લીધો. દાતણમાં પંદર મિનિટ ને સ્નાનમાં વીસ મિનિટ જતી. દાતણ અંગ્રેજી રીત પ્રમાણે ઊભાં ઊભાં કરતો. સામેની દિવાલ ઉપર ગીતાના શ્લોક લખીને ચોંટાડતો ને તે જરૂર પ્રમાણે જોતો ને ગોખતો. આ ગોખેલા શ્લોકો પાછા સ્નાન લગીમાં પાકા થઇ જાય. દરમ્યાન પાછલા નિત્ય એકવાર બોલી જવાય. આમ કરીને મેં તેર અધ્યાય લગી મોઢે કરી લીધાનું મને સ્મરણ છે.

આ ગીતાવાચનની અસર મારા પર બહુ જ ઊંડી થઇ. એમાંના અપરિગ્રહ, સમભાવ વગેરે શબ્દોએ મને પકડયો. સમભાવ કેવી રીતે જાળવી શકાય ? અપરિગ્રહ તે કેમ પળાતો હશે ? પુસ્તકોનાં થોથાંના કબાટો બાળી નાંખવાં ? ઘર બાળીને તીર્થ કરવું ? લાગલો જવાબ મળ્યો કે ઘર બાળ્યા વિના તીર્થ થાય જ નહિ. સમભાવી અને અપરિગ્રહી થવામાં હૃદયનો ફેરફાર આવશ્યક છે એમ મને દીવા જેવું દેખાયું. સ્રીપુત્ર માટે મેં રૂા. ૧૦,૦૦૦ નો વીમો ઉતરાવ્યો હતો. વીમા વાળાને ખબર આપી દીધી કે વીમો બંધ કરજો; બાળકોની અને સ્રીની રક્ષા તેનો પેદા કરનાર કરશે. ભાઈને મેં કાગળ લખ્યો કે હવેથી મ્હારી પાસે જે કંઇ બચશે તે અહીંના હિંદીઓ માટે આપી દેવાનો છું માટે આશા છોડજો. ભાઇએ મારી સાથે અબોલા લીધા. મને દુઃખ થયું. પણ જેને મેં ધર્મ માનેલો એને કેમ છોડાય ? મેં એ દુઃખ સહી લીધું.

આ અરસામાં જ એક બીજો બનાવ બન્યો. હિંદી પ્રજાના હક્કો માટે લડવા અને લોકોને કેળવવા માટે એક છાપું કાઢવાનો વિચાર કર્યો. મનસુખલાલ નાઝરે પણ મદદ આપવા ઇચ્છા કરી. છતાં એનો બધો ભાર તો મારા પર જ રહ્યો. એ છાપાનું નામ રાખ્યું 'ઇન્ડિયન ઓપિનિયન.'

આ છાપામાં મારે કંઇ પૈસા રોકવા પડશે એવી મારી કલ્પના નહોતી. પણ થોડી જ મુદતમાં મેં જોયું કે જો હું પૈસા ન આપું તો છાપું ન જ ચાલે.

હું તેમાં પૈસા રેડતો ગયો; મેં છેવટે જેટલું બચતું હતું તે બધું તેમાં જ જતું એમ કહેવાય. એવો સમય મને યાદ છે કે જ્યારે મારે દર માસ ૭૫ પાઉંડ મોકલવા પડતા.

આ છાપું મારે હસ્તક હતું ત્યાં સુધીમાં એમાં થયેલા ફેરફારો મારી જિંદગીના ફેરફારો સૂચવનાર હતા. જેમ અત્યારે 'યંગ ઇંડિયા' અને 'નવજીવન' મારા જીવનના કેટલાક ભાગનો નિચોડ છે તેમ 'ઇન્ડિયન ઓપિનિયન' હતું. તેમાં હું પ્રતિસપ્તાહ મારો આત્મા રેડતો, ને હું જેને સત્યાગ્રહરૂપે ઓળખતો હતો તે સમજાવવા પ્રયત્ન કરતો. એનો એક પણ અંક એવો ભાગ્યે જ હશે કે જેમાં મેં કંઇ નહિ લખ્યું હોય. એમાં એક પણ શબ્દ મેં વગર વિચાર્યે, વગર તોળ્યે લખ્યો હોય, કે કોઇને કેવળ ખુશ જ કરવાની ખાતર લખ્યો હોય, કે જાણીજોઇને અતિશયોક્તિ કરી હોય એવું મને યાદ નથી.

આટલાં વર્ષો પછી મને લાગે છે કે આ છાપાએ આફ્રિકામાં વસતા હિંદીઓની ભારે સેવા કરી છે; હિંદીઓના હક્કો માટે લડવાનું કામમાં બળ આણ્યું છે.

# હું ને કસ્તુરબાઈ

**અહીં** આવ્યાને એક વરસ થયું હશે ત્યાં તો મને લાગ્યું કે હવે તુરતમાં દેશ જવાની અને ત્યાં જઈને સ્થિર થવાની આશા ખોટી છે. એટલે મેં કુટુંબને આફ્રિકા બોલાવી લીધું.

આફ્રિકાના વસવાટના આ લાંબા ગાળામાં મારા જીવનમાં એવા બનાવો બન્યા જ કર્યાં છે કે જે વડે હું અનેક ધર્મીઓના અને અનેક જાતિઓના ગાઢ પરિચયમાં આવી શક્યો છું. એ બધાઓના અનુભવો પરથી એમ કહી શકાય કે મેં સગાં અને પરાયાં, દેશી અને પરદેશી, ગોરા અને કાળા, હિંદુ મુસલમાન અથવા ખ્રિસ્તી, પારસી કે યહૂદી વચ્ચે ભેદ નથી જાણ્યો. મારું હૃદય એવા ભેદને ઓળખી જ નથી શક્યું એમ કહી શકું છું.

જ્યારે હું વકીલાત કરતો ત્યારે ઘણીવાર મારા મહેતાઓ મારી સાથે રહેતા. તેમાં હિંદુ અને ખ્રિસ્તી હતા, અથવા પ્રાંતવાર કહીએ તો ગુજરાતી અને મદ્રાસી હતા. તેમને વિષે મારા મનમાં કદી ભેદભાવ ઉપજ્યાનું મને સ્મરણ નથી. તેમને હું કુટુંબીજન ગણતો ને જો પત્ની તરફથી તેમાં કંઈ વિઘ્ન આવે તો તેની જોડે લડતો.

એકવાર એક નવો મહેતો દાખલ થયો. એ ખ્રિસ્તી હતો. તેનાં માતપિતા પંચમ–અંત્યજ–જાતિનાં હતાં. ઘરમાં અમો સૌ પોતપોતાનાં ગંદાં વાસણો જાતે સાફ કરી લેતા હતા. પણ આ તો નવો માણસ હતો. તેમનું ગંદું વાસણ અમારે જ ઉપાડવું જોઈએ. બીજાં તો કસ્તુરબાઈ ઉપાડતી, પણ આ તેને હદ ઉપરાંત લાગી. અમારી વચ્ચે કલેશ થયો. હું ઉપાડું એ તેને ન પાલવે, ને પોતાને ઉપાડવું પડે એ ગમે નહિ: આંખમાંથી મોતીનાં બિન્દુ ટપકાવતી, હાથમાં વાસણ ઝાલતી, અને મને પોતાની લાલ આંખોથી ઠપકો આપતી સીડીએથી ઊતરતી કસ્તુરબાઈને હું આજે પણ ચીતરી શકું છું.

પણ હું તો જેવો પ્રેમાળ તેવો ઘાતકી પતિ હતો. મોં બગાડીને પણ કસ્તુરબાઇ મેમાનનું વાસણ તો ઉપાડતી જ હતી, પણ મને એટલાથી સંતોષ ન થયો. તે હસતે મુખે લઇ જાય તો જ મને સંતોષ થાય. એટલે મેં બે બોલ ઊંચે સાદે કહ્યાઃ 'આ કંકાસ મારા ઘરમાં નહિ ચાલે.' હું બબડી ઉઠયો.

આ વચન તીરની જેમ ખૂચ્યું.

પત્ની ધગી ઊઠીઃ 'ત્યારે તમારું ઘર તમારો પાસે રાખો, આ ચાલી.'

હું તો ઇશ્વરને ભૂલ્યો હતો. દયાનો છાંટો સરખો નહોતો રહ્યો. મેં હાથ ઝાલ્યો. સીડીની સામે જ બહાર નીકળવાનો દરવાજો હતો. હું આ રાંક અબળાને પકડીને દરવાજા લગી ખેંચી ગયો. દરવાજો અરધો ઉઘાડયો.

આંખમાંથી ગંગાજમના વહી રહ્યાં હતાં, અને કસ્તુરબાઇ બોલી:

'તમને તો લાજ નથી. મને છે. જરા તો શરમાઓ. હું બહાર નીકળીને કયાં જવાની હતી? અહીં માબાપ નથી કે ત્યાં જાઉં. હું બાયડી થઇ એટલે મારે તમારા ધુંબા ખાવ જ રહ્યા. હવે લજવાઓ ને બારણું બંધ કરો. કોઇ જોશે તો બેમાંથી એકે નહિ શોભીએ.'

મેં મોં તો લાલ રાખ્યું, પણ શરમાયો ખરો. દરવાજો બંધ કર્યો. જો પત્ની મને છોડી શકે તેમ નહોતી તો હું પણ તેને છોડીને કયાં જનારો હતો?

અમારી બેની વચ્ચે આવા કજિયા તો પુષ્કળ થયા છે, પણ પરિણામ હમેશાં કુશળ જ આવ્યું છે. પત્નીએ પોતાની અદ્‌ભુત સહનશક્તિથી જીત મેળવી છે.

પણ આ વર્ણન આજે તો હું શાંતિથી કરી શકું છું, કારણ એ બનાવ તો જુના–વીતેલા–સમયના છે. આજે હવે હું મોહાંધ પતિ નથી, શિક્ષક નથી. આજે તો હવે કસ્તુરબાઇ ઇચ્છે તો મને ધમકાવી શકે છે, આજે અમે હવે કસાયેલાં મિત્ર છીએ.

# વકીલાતનાં સ્મરણો

**આફ્રીકાના** વસવાટ દરમ્યાન જાહેર પ્રવૃત્તિની સાથે સાથે હું મારી વકીલાત તો કરી જ રહ્યો હતો. આના એક બે પ્રસંગો અહીંઆ ઉતારવા ધારૂં છું.

વકીલાતના ધંધામાં જૂઠું બોલ્યા વિના ન જ ચાલે એમ હું વિદ્યાર્થી હતો ત્યારથી સાંભળતો. પણ મને યાદ છે એ પ્રમાણે મેં એ ધંધામાં ય કદી અસત્યનો પ્રયોગ નથી કર્યો, ને વકીલાતનો મોટો ભાગ કેવળ સેવા અર્થે જ આપ્યો હતો, અને તેને સારૂ ખીસાખર્ચ ઉપરાંત હું કશું ન લેતો; કેટલીક વેળા ખીસાખર્ચ પણ જાતે કરતો.

જૂઠું બોલીને મારે તો નહોતું જોઇતું પદ કે નહોતો જોઇતો પૈસો. એટલે કોઇ કેસ હાથમાં આવે કે અસીલને હું પ્રથમથી જ કહી દેતો: 'જૂઠો કેસ હોય તો મારી પાસે ન આવજો. સાક્ષીને ખોટું ખોટું ભણાવવાનું કામ કરાવવાની મારી તરફથી આશા જ ન રાખશો. છેવટે મારી શાખ તો એવી પડી કે જૂઠા કેસ મારી પાસે ન જ આવે.

આમાં એક પ્રસંગ એવો આવ્યો કે જ્યારે મારી બહુ સખત પરીક્ષા થઇ. ચાલતા કેસ દરમ્યાન મેં જોયું કે મારા અસીલે મને છેતર્યો હતો. તેનો કેસ જૂઠો હતો. પીંજરામાં ઊભો તે ટૂટી પડતો

હતો. આથી મેં માજીસ્ટ્રેટને અસીલની સામે ઠરાવ આપવાનું કહ્યું ને બેસી ગયો. સામેનો વકીલ આશ્ચર્યચકિત થયો. માજિસ્ટ્રેટ ખુશી થયો. અસીલને મેં ઠપકો આપ્યો. તેને ખબર હતી કે હું ખોટા કેસો નહોતો લેતો. તેણે આ વાત કબૂલ કરી.

પણ આ પ્રસંગ વિષેની મારી વર્તણૂંકની કશી માઠી અસર મારા ધંધા ઉપર ન પડી, ઉલટું કોરટમાં મારું કામ સરળ થયું. મેં એમ પણ જોયું કે મારી પ્રતિષ્ઠા વધી ને વિચિત્ર સંજોગો છતાં તેઓમાંના કેટલાકની પ્રીતિ હું સંપાદન કરી શકયો.

આવો જ એક બીજો અનુભવ મને મારા એક મિત્રને કારણે મળ્યો. એનું નામ પારસી રૂસ્તમજી. જાહેર કામમાં એ મારા સાથી બન્યા હતા. તેમનો વિશ્વાસ મેં એટલે લગી સંપાદન કર્યો હતો કે તેમના ખાનગી ઘરવહેવારમાં પણ તે મારી સલાહ લેતા ને તેને અનુસરતા.

આ સાથી ઉપર એક વેળા મોટી આપત્તિ આવી પડી. જો કે પોતાના વેપારની પણ ઘણી વાતો એ મને કરતા, છતાં એક વાત તો તેમણે મારાથી છુપાવી હતી. એ દાણચોરી કરતા હતા. મુંબઇ કલકત્તાથી જે માલ મંગાવતા તેને અંગે આ ચોરી થતી. બધા અમલદારની સાથે તેમને સારો બનાવ હતો, તેથી કોઇ તેમની ઉપર શક ન જ લાવે. પણ એ કયાં સુધી ટકે? એમની ચોરી પકડાઇ. મારી પાસે દોડી આવ્યા. આંખમાંથી આંસુ ઝરે છે ને પારસી બોલે છેઃ ‘ભાઇ મેં તમને છેતર્યા છે. મારું પાપ આજે ઉઘાડું પડ્યું છે. મેં દાણની ચોરી કરી છે. હવે મારે નસીબે તો જેલ જ હોય. અને હું પાયમાલ થવાનો. આ આફતમાંથી તો તમે જ મને બચાવી શકો. મેં તમારાથી કંઇ છુપાવ્યું જ નથી. પણ વેપારની ચોરીમાં તમને શું કહેવું હોય, એમ સમજી મેં આ ચોરી છુપાવી હતી. હવે પસ્તાઉં છું.’

મેં ધીરજ આપી ને કહ્યું: 'મારી રીત તો તમે જાણો છો. છોડાવવું ન છોડાવવું તો ખુદાને હાથ છે. ગુનો કબૂલ કરીને છોડાવાય તો જ હું છોડાવી શકું.'

આ ભલા પારસીનું મોં પડ્યું.

'પણ મેં તમારી પાસે કબૂલ કર્યું એટલે બસ નહિ?' રૂસ્તમજી શેઠ બોલ્યા.

'તમે ગુનો તો સરકારનો કર્યો, મારી પાસે કબૂલ્યે તેમાં શું વળે?' મેં હળવે જવાબ વાળ્યો.

'તો પછી તમે કહો એ જ મારે હવે કરવું છે.' પારસી બોલ્યા.

મેં સમજાવ્યું: 'આ કેસ કોરટમાં જવાને લાયક નથી. પણ એનો આધાર દાણી અમલદાર ઉપર છે. હું એને મળવા તૈયાર છું. પણ મારે તો જે તેઓ નથી જાણતા એ ચોરીની વાત પણ કબૂલ કરવી પડશે. તેઓ ઠરાવે તે દંડ આપવાનું હું કબૂલ કરવા ધારું છું. ઘણે ભાગે તો તેઓ માનશે. કદાચ ન માને તો જેલને સારુ તમારે તૈયાર રહેવું જોઈશે. મારો તો અભિપ્રાય છે કે લજ્જા જેલ જવામાં નથી પણ ચોરી કરવામાં છે. લજ્જાનું કામ તો થઈ ચૂક્યું. જેલ જવું પડે તો તે પ્રાયશ્ચિત્ત સમજજો. ખરું પ્રાયશ્ચિત તો હવે પછી દાણચોરી ન કરવાની પ્રતિજ્ઞામાં છે.'

તે બોલ્યા: 'મેં તમને કહ્યું છે કે મારું માથું તમારે ખોળે છે. તમારે જેમ કરવું હોય તેમ કરો.'

હું અમલદાર અને સરકારી વકીલને મળ્યો. બધી ચોરીની વાત નિર્ભયપણે કરી દીધી. તેઓ મારી સત્યપ્રિયતા જોઈ ગયા. હું કાંઈ નથી છૂપાવતો એમ તેમની પાસે સાબિત કરી શક્યો.

રૂસ્તમજીની ઉપર કેસ ન ચાલ્યો. તેમણે કબૂલ કરેલી દાણ-ચોરીનાં બમણાં નાણાં લઈ કેસ માંડી વાળવાનો હુકમ થયો.

રૂસ્તમજીએ પોતાની દાણચોરીનો આ કિસ્સો લખીને કાચમાં જડાવ્યો, ને પોતાની ઑફિસમાં ટાંગી તેમના વારસો ને સાથી વેપારીઓને ચેતવણી આપી.

# જાદુઈ અસર

**મારા** જીવનમાં અનેક અંગ્રેજો સાથે મને ગાઢ પરિચય થયો છે: આમાંના બેએ તો ઘણો લાંબો સમય મારી સાથે ગાળ્યો છે, મને મદદ કરી છે. આ બેઉનો પરિચય અજાણકારી વીશીમાં મને જુદે જુદે સમયે થયો.

મિ. પોલાક 'ક્રિટીક'ના ઉપતંત્રી હતા. એમની નિખાલસતાથી હું એમના તરફ ખેંચાયો. જિંદગી વિષેના અમારા વિચારોમાં બહુ સમાનતા હતી. એમની બુદ્ધિ જે વસ્તુને કબૂલ કરે તેનો અમલ કરવાની તેમની શક્તિ આશ્ચર્ય પમાડનારી હતી.

બીજા મિત્ર તે મિ. આલ્બર્ટ વેસ્ટ. એ પણ છાપખાનાના અનુભવી હતા. એમણે એમની સેવા આપવા ઇચ્છયું. મેં એમને 'ઇન્ડિયન ઓપિનિયન' સંભાળી લેવા કહ્યું.

તેમણે કામ હાથમાં લીધું, વ્યવસ્થા જોઈ. ગોટાળાનો પાર નહોતો. મને લખ્યું "તમે આવી જાઓ તો સારું."

વેસ્ટનો આવો કાગળ આવવાથી હું નાતાલ જવા ઊપડ્યો. પોલાક તો મારી બધી વાતો જાણતા થઈ જ ગયા. મને મૂકવા સ્ટેશન ઉપર આવેલા, ને 'આ પુસ્તક રસ્તામાં વાંચી શકાય તેવું છે. તે વાંચી જજો. તમને ગમશે,' એમ કહી તેમણે રસ્કિનનું 'અન્ટુ ધિસ લાસ્ટ' મારા હાથમાં મૂક્યું.

આ પુસ્તકને હાથમાં લીધા પછી હું છોડી જ ન શકયો. તેણે મને પકડી લીધો. જોહાનિસબર્ગથી નાતાલ ચોવીસ કલાક જેટલો રસ્તો હતો. ટ્રેન સાંજે ડરબન પહોંચતી હતી. પહોંચ્યા પછી આખી રાત ઊંઘ ન આવી. પુસ્તકમાં સૂચવેલા વિચારો અમલમાં મૂકવાનો ઇરાદો કર્યો.

આ પહેલાં રસ્કિનનું એક પણ પુસ્તક મેં વાંચ્યું નહોતું. વિદ્યાભ્યાસના કાળમાં પાઠ્ય પુસ્તકો બહારનું મારું વાંચન નહિ જેવું જ હતું. અત્યારે પણ થોડું જ છે. છતાં જે થોડાં પુસ્તકો મેં વાંચ્યાં છે તેને હું ઠીક પચાવી શકયો છું એમ કહી શકાય. એવાં પુસ્તકોમાં જેણે મારી જિંદગીમાં તરત જ મહત્ત્વનો ફેરફાર કરાવ્યો હોય એવું પુસ્તક તો આ જ કહેવાય. તેનો મેં પાછળથી ગુજરાતીમાં તરજૂમો કર્યો, ને તે 'સર્વોદય'ને નામે છપાયેલું છે.'

મારી એવી માન્યતા છે કે જે વસ્તુ મારામાં ઊંડે ભરેલી હતી તેનું સ્પષ્ટ પ્રતિબિંબ મેં રસ્કિનના આ ગ્રંથરત્નમાં જોયું, ને તેથી તેણે મારી ઉપર સામ્રાજ્ય જમાવ્યું.

'સર્વોદય'ના સિદ્ધાંતો હું આમ સમજ્યો :

૧. બધાના ભલામાં આપણું ભલું રહેલું છે.

૨. વકીલ તેમજ વાળંદ બન્નેના કામની કિંમત એક સરખી હોવી જોઇએ, કેમકે આજીવિકાનો હક બધાને એક સરખો છે.

૩. સાદું મજૂરીનું, ખેડૂતનું જીવન જ ખરું જીવન છે.

પહેલી વસ્તુ હું જાણતો હતો. બીજી હું ઝાંખી જોતો હતો. ત્રીજીનો મેં વિચાર જ નહોતો કર્યો. હવે પહેલી વસ્તુમાં જ બીજી બધી સમાયેલી છે એ મને 'સર્વોદયે' દીવા જેવું દેખાડયું. એની મારા પર જાદુઇ અસર થઇ. સવાર થયું ને હું તેનો અમલ કરવાના પ્રયત્નમાં પડયો.

# વાંચ્યું તેનો અમલ

**સવારે** પ્રથમ તો મેં વેસ્ટની સાથે વાત કરી. જે વાંચ્યું છે તેનો જીવનમાં અમલ કરવાની ઇચ્છા જણાવી. 'સર્વોદય'ની મારા ઉપર થયેલી અસર મેં તેમને કહી સંભળાવી, ને સૂચવ્યું કે 'ઇન્ડિયન ઓપિનિયન'ને એક ખેતર ઉપર લઇ જવું. ત્યાં સહુ એક સરખો, ખાધાખરચ પૂરતો ઉપાડ કરે, સહુ પોતાની ખેતી કરે, અને બચત વખતમાં 'ઇંડિયન ઓપિનિયન'નું કામ કરે. વેસ્ટે એ સૂચનાનો સ્વીકાર કર્યો. દરેકનો ખાધાખરચ લગભગ ત્રણ પૌંડ આવે એમ ગણત્રી કરી. આમાં કાળા ગોરાનો ભેદ ન રાખ્યો.

મિત્રો અને કામદારો જોડે મેં વાત કરી લીધી. બધાને વિચાર ગમ્યો. ડરબનની નજીકના કોઇ પણ સ્ટેશન પાસે જગ્યા હોય તો ખબર આપવા જાહેરખબર મૂકી. ફિનિકસની જમીનનું કહેણ આવ્યું.

હું ને વેસ્ટ જમીન જોઈ આવ્યા. વીશ એકર જમીન લીધી. તેમાં એક નાનકડો પાણીનો ઝરો હતો. કેટલાંક નારંગીનાં ને કેરીનાં ઝાડ હતાં. જોડે જ ૮૦ એકરનો બીજો એક કકડો હતો. તેમાં વિશેષ ફળ ઝાડ ને એક ઝૂંપડું હતું. તે પણ થોડા દિવસ બાદ ખરીદ્યો. એઉના મળીને ૧,૦૦૦ પાઉંડ આપ્યા.

ફિનિકસમાં ઘાસ ખૂબ હતું. વસ્તી મુદ્દલ નહોતી તેથી સર્પોનો

ઉપદ્રવ હતો તે જોખમ હતું. પ્રથમ તો સહુ તંબૂ તાણીને રહ્યા. પછી જ્યારે મુખ્ય મકાન તૈયાર થયું એટલે ગાડાઓ ભરી ભરી સામાન પણ લાવ્યા અને ત્યાં સ્થાયી થયા. ફિનિક્સની આમ સ્થાપના થઈ.

અહીંની પહેલી રાત તો કોઇ રીતે ભૂલાય એમ નથી. લગભગ બધાને આખી રાત જાગવું પડેલું. 'ઇન્ડિયન ઓપિનિયન' અહીં છાપવાનું હતું. બીબાં ગોઠવ્યાં પણ એંજિને ચાલવાની ના પાડી.

સહુ ચિંતાયુક્ત થઈ બેઠા. વેસ્ટ નિરાશ થઇ ભીની આંખે મારી પાસે આવ્યા ને કહે; 'એંજિન ચાલે તેમ નથીઃ છાપું વેળાસર નહિ નીકળે.'

એંજિન ન ચાલે તો માણસ પોતાના બળથી ચલાવી શકે એવો ઘોડો તો અમારી પાસે હતોજ, મેં તે તૈયાર કરાવ્યો. આને ચલાવનાર ચાર ચાર જણ જોઇએ. અમે બધાના વારા ગોઠવ્યા. વેસ્ટ ભજન ગાવા મંડયા અને છાપું નિયમસર સ્ટેશને પહોંચ્યું. બધા નચિંત થયા.

અહીંથી જોહાનિસબર્ગ જતાં જ મેં આ બધી વાત મિ. પોલાકને કરી. પોતે આપેલા પુસ્તકનું આ પરિણામ જોઇ તેમના આનંદનો પાર ન રહ્યો. ત્યારે હું પણ આમાં કોઇ રીતે ભાગ ન લઇ શકું ?' તેમણે ઉમળકાભેર પૂછયું.

મેં કહ્યું, 'તમે અવશ્ય ભાગ લઇ શકો છો.'

'મને દાખલ કરો તો હું તૈયાર જ છું' પોલાકે જવાબ આપ્યો.

એમની દૃઢતાથી હું મુગ્ધ થયો. એમણે 'ક્રિટીક'નું કામ છોડી દીધું અને ફિનિક્સમાં પહોંચી ગયા.

આજ દિવસોમાં 'સર્વોદય'ના વાચને મારા ઘરમાં પણ અનેક ફેરફાર કરાવ્યા.

બૅરિસ્ટરના ઘરમાં જેટલી સાદાઈ રાખી શકાઈ તેટલી તો દાખલ કરી જ. છતાં કેટલાંક રાચરચીલાં વિના ચલાવવું મુશ્કેલ હતું. દરેક કામ પોતાને હાથે કરવાનો શોખ વધ્યો, ને તેમાં બાળકોને પણ પલોટવાનું આરંભ્યું.

બજારની રોટી લેવાને બદલે હાથે બનાવવાનું શરુ કર્યું. આમાં મિલનો આટો કામ ન આવે. વળી મિલનો દળેલો આટો વાપરવા કરતાં હાથે દળેલો વાપરવામાં સાદાઈ, આરોગ્ય ને દ્રવ્ય વધારે સચવાતાં હતાં એમ માન્યું. એટલે હાથે ચલાવવાની એક ઘંટી સાત પાઉંડ ખરચી ખરીદી. આને વજનદાર પૈડું હતું, બે માણસો તે સહેલાઈથી ચલાવી શકે, એકલાને કષ્ટ પડે. આ ઘંટી ચલાવવામાં પોલાક, હું અને બાળકો મુખ્યત્વે રોકાતા. કોઈ કોઈ વેળા કસ્તુરબાઈ પણ આવતી. જો કે તેનો તે સમય રસોઈ કરવામાં રોકાયેલો હોય. મિસિસ પોલાક આવ્યાં ત્યારે તે પણ તેમાં જોડાયાં. આ કસરત બાળકોને માટે બહુ સારી નીવડી. તેમની પાસે આ કે કોઈ કામ મેં બળાત્કારે કદી નથી કરાવ્યું, પણ તેઓ સહેજે રમત સમજી પૈડું ચલાવવા આવતા, થાકે ત્યારે છોડી દેવાની તેમને છૂટ હતી; પણ બાળકો થાકે શાનાં?

ઘર સાફ રાખવાને સારુ એક નોકર હતો. તે કુટુંબી થઈને રહેતો, ને તેના કામમાં બાળકો પૂરો હિસ્સો આપતાં. પાયખાનું ઉપાડી જનાર તો મ્યુનિસિપાલીટીનો નોકર આવતો, પણ પાયખાનાની કોટડી સાફ કરવી, બેઠક ધોવી વગેરે કામ નોકરને સોંપવામાં નહોતું આવતું; તે એ કરે તેની આશા પણ નહોતી રાખવામાં આવતી. આ કામ અમે જાતે કરતાં ને તેમાં પણ બાળકોને તાલીમ મળતી. પરિણામ એ આવ્યું કે મૂળથી જ મારા એક પણ દીકરાને પાયખાનાં સાફ કરવાની સૂગ રહેલી નથી, ને આરોગ્યના સામાન્ય નિયમો પણ તેઓ સહેજે શીખ્યા છે.

# જખમીઓની સારવાર.

**આફ્રિકામાં** ઘર માંડીને બેઠા પછી સ્થિર થઈને બેસવાપણું મારે નસીબે રહ્યું જ નથી. જ્યાં જરાક થાળે પડયા જેવું લાગ્યું તેવી જ એક અણધારી બીના બની. નાતાલમાં ઝૂલુ 'બળવો' થયાના સમાચાર વાંચ્યા. મને કાંઈ ઝૂલુ લોકો સાથે વેર નહોતું, તેમણે એક પણ હિંદીનું નુકશાન નહોતું કર્યું. પણ અંગ્રેજ સલ્તનતને તે કાળે હું જગતનું કલ્યાણ કરનારી સલ્તનત માનતો. મારી વફાદારી હાર્દિક હતી. વળી મને પોતાને હું નાતાલવાસી ગણતો, ને નાતાલની સાથે મારો નિકટ સંબંધ તો હતો જ. તેથી મેં ગવર્નરને કાગળ લખ્યો કે જો જરૂર હોય તો જખમીઓની સારવાર કરનારી હિંદીઓની ટોળી લઈને હું સેવા કરવા જવા તૈયાર છું. ગવર્નરનો તુરત જ હકારમાં જવાબ આવ્યો.

કુટુંબને ફિનિક્સમાં મૂકી હું ડરબન ગયો. અમે ચોવીસ જણ તૈયાર થયા.

'બળવા'ના સ્થળ ઉપર પહોંચતાં મેં જોયું કે બળવા જેવું તો ત્યાં કંઈ ન હતું. કોઈ સામે થતું એમ પણ જોવામાં ન આવ્યું. બળવો માનવાનું કારણ એટલુંજ હતું કે એક ઝૂલુ સરદારે ઝૂલુ લોકોની ઉપર મૂકાયેલો નવો કર ન આપવાની તેમને સલાહ આપી

હતી, અને કર ઉઘરાવવા ગયેલા એક સારજંટને તેણે કાપી નાંખ્યો હતો. ગમે તે હો, મારું હૃદય તો ઝૂલુઓની તરફ હતું. અને મથક ઉપર પહોંચતાં જ્યારે અમારે ભાગે મુખ્યત્વે ઝૂલુ જખમીઓની સારવાર કરવાનું જ કામ આવ્યું, ત્યારે હું બહુ રાજી થયો. દાક્તર અમલદારે અમને વધાવી લીધા. તેણે કહ્યું, 'ગોરા કોઇ આ જખમી હબસીઓની સારવાર કરવા તૈયાર નથી થતા. હું એકલો કોને પહોંચું ? તેમના જખમ સડે છે. હવે તમે આવ્યા એ તો હું આ નિર્દોષ લોકો ઉપર ઇશ્વરની એક કૃપા જ થઇ સમજું છું.' આમ કહી મને પાટા, જંતુનાશક પાણી વગેરે આપ્યું ને પેલા દરદીઓ પાસે લઇ ગયો.

દરદીઓ અમને જોઇ ખુશ થયા. અમે એમના ઘા ધોવા લાગ્યા. કેટલાકના જખમ પાંચ છ છ દિવસ થયાં સાફ કરવામાં આવ્યા જ ન હતા તેથી વાસ મારતા હતા. આ બધું સાફ કરવાનું અમારે માથે આવ્યું અને અમને તે ગમ્યું. ગોરા સિપાહીઓ આ બધું જુએ, અમને જખમો સાફ કરતા રોકવાનો પ્રયત્ન કરે; અમે ન માનીએ એટલે ચીડાય અને ઝૂલુઓને વિષે જે ભૂંડા શબ્દો બોલે તેથી તો કાનના કીડા ખરે.

આ બધા દરદીઓ કાંઇ લડાઇમાં જ જખમ પામેલા ન હતા. એમાંના કેટલાક તો શકથી પકડાયેલા કેદીઓ હતા.

લશ્કરના ઉપરીએ તેમને ચાબખા ખાવાની સજા કરી હતી. આ ચાબખાઓથી પડેલા ઘા, સારવાર ન થવાથી પાકી ઉઠયા હતા. અમે બધાની સંભાળ લીધી.

પણ લડાઇમાં રોકાયેલું લશ્કર કંઇ એક સ્થળે બેસી ન જ રહે. જ્યાંથી ભયના સમાચાર આવે ત્યાં દોડી જાય. અમારી છાવણી મથકેથી ઉપડતી, ને અમારે તેની પાછળ અમારી ડોળીઓ ખાંધે

ઉપાડીને ચાલવું પડતું. એત્રણ પ્રસંગે તો એકજ દિવસમાં ચાળીસ માઇલની કૂચ કરવાનો વારો પણ આવ્યો હતો. અહીં પણ અમને તો કેવળ પ્રભુનું જ કામ મળ્યું. ભૂલથી ઘવાયેલા ઝૂલુ મિત્રોને ડોળીઓમાં ઊંચકી જઈ છાવણીમાં પહોંચાડવાના હતા ને ત્યાં તેમની સારવાર કરવાની હતી.

છએક અઠવાડિયાં અમે આમ કામ કર્યું હશે ત્યાં સમાચાર આવ્યા કે બંડ શાંત છે; બધા છૂટા છો. ગવર્નરે અમારો ઉપકાર માન્યો; અમને કાગળ લખ્યો.

આ કહેવાતા 'બળવા' માં મને ઘણા અનુભવો થયા ને બહુ વિચારો કરવાનું મળ્યું. બોઅર યુદ્ધમાં લડાઈની ભયંકરતા મને એટલી નહોતી લાગી જેટલી અહીં લાગી. અહીં લડાઈ નહિ પણ મનુષ્યનો શિકાર હતો એમ મને જ નહિ પણ કેટલાક અંગ્રેજો જેમની સાથે મારે વાતો થતી તેમને પણ લાગેલું.

સવારના પહોરમાં લશ્કર ગામડામાં જઇ ફટાકા ફોડતું હોય તેમ બંદુકોના અવાજ કરવા માંડે. આ અવાજો સાંભળવાં ને આમાં રહેવું મને બહુ વસમું લાગ્યું. પણ હું તેને કડવો ઘૂંટડો કરી પી ગયો હતો કારણ મારે હાથ જે કામ આવ્યું તે તો કેવળ ઝુલુ લોકની સેવાનું જ હતું. અમે જો ન જોડાયા હોત તો બીજા કોઇ આ સેવા ન કરત એ તો હું જોઇ શકયો હતો. આથી મેં મારા અંતરમાં દિલાસો લીધો ને આત્માને શાંત કર્યો.

# ખૂની કાયદાની સામે

ઝૂલુબંડના જખમીઓની સારવાર કરનારી ટુકડીમાં હું કામ કરતો હતો ત્યાં જ જેમ અને તેમ જલદી ટ્રાન્સવાલ જવા વિષે કાગળો અને તારો આવી જ રહ્યા હતા. એટલે ફિનિક્સમાં સૌને મળીને હું તરત જોહાનીસબર્ગ ગયો. ત્યાં જઇને ટ્રાન્સવાલની સરકારના ગેઝેટમાં પ્રગટ થયેલ નવા બીલનો મુસદ્દો વાંચ્યો. ઘેર આવી 'ઇન્ડિયન ઓપિનિયન'ને સારુ હું એનો તરજુમો કરી રહ્યો હતો. જેમ જેમ હું એ બીલની કલમો વાંચતો ગયો તેમ તેમ હું કાંપતો ગયો. એમાં હિંદીઓ સામેના ગોરાઓના દ્વેષ સિવાય બીજું કંઇ જ ન હતું. નવા આવતા હિન્દીઓને અટકાવવા અને જુનાની સ્થિતિ એવી કફોડી કરવી કે જેથી તેઓ કાયર થઇને ટ્રાન્સવાલ છોડે, અને ન છોડે તો મજૂર જેવા થઇને જ રહે, એ એકજ આશય આ ખૂની કાયદાના બીલની પાછળ હતો.

બીલના અભ્યાસને અંતે મને લાગ્યું કે આ બીલ પસાર થઇ જાય અને હિન્દીઓ તેને કબૂલ રાખે તો દક્ષિણ આફ્રિકામાં હિન્દી કોમનો જડમૂળથી પગ ઉખડી જાય. હું સ્પષ્ટ જોઇ શકયો કે હિંદીઓને સારુ આ જીવવા મરવા સવાલ છે; આ કાયદાને શરણ થવું તેના કરતાં તો મરવું વધું સારું છે.

આ બીલની કલમો બહુ જ ભયંકર હતી. ટ્રાન્સવાલમાં રહેવાનો હક ધરાવનાર દરેક હિંદી પુરુષ, સ્ત્રી અને આઠ વરસ અથવા એની ઉપરનાં બાલક બાલિકાએ એશિયાઇ દફતરમાં પોતાનાં નામ નોંધાવી પરવાના મેળવવા. અરજીમાં નામ, ઠામ, જાત, ઉંમર વગેરે આપવાં. અરજદારનાં બધાં આંગળાની અને અંગુઠાની છાપ લેવી. ઠરાવેલી મુદ્દતની અંદર જે હિન્દીઓ આ પ્રમાણે ન કરે તેમણે ગુન્હો કર્યો ગણાય. તેને સારુ જેલ મળી શકે, દંડ થઇ શકે અને કોરટની મુન્સફી મુજબ હદપાર પણ કરવામાં આવે.

હું કેટલાક આગેવાન હિન્દીઓને મળ્યો. આ કાયદાની ગંભીરતા તેમને સમજાવી. બધાએ નક્કી કર્યું કે એક જાહેરસભા ભરવી અને આનો વિરોધ કરવો.

એક નાટકશાળામાં સભા ભરાઇ. કયાંય ખાલી જગ્યા ન રહી. કંઇક નવું કરવાનું છે, નવું થવાનું છે એમ સૌના ચહેરા ઉપરથી હું જોઇ શકયો. મેં કાયદાનો શબ્દે શબ્દ બધાને સમજાવ્યો. સૌએ મળી ઠરાવ કર્યો કે હિન્દીઓએ તેને શરણુ ન થવું અને તેમ કરવાથી જે જે દુઃખો પડે તે બધાં સહન કરવાં.

પણ આમ ઠરાવ કરીને જ બેસી રહીએ તે કેમ ચાલે ? બધાએ પ્રતિજ્ઞા લેવી જોઇએ એમ એક ભાઇએ સૂચવ્યું. મને પણ એ વાત ગમી. મેં તેનાં પરિણામો એક ક્ષણવારમાં જોઇ લીધાં. બધાને સમજાવ્યું.

'આ મામલો ઘણો ગંભીર છે. આ બીલથી આપણું જ અપમાન થાય છે એમ ન કહેવાય, પણ આખા હિંદુસ્તાનનું અપમાન એમાં રહેલું છે. આજે સરકારે આપણી ચોમેર જયારે દાવાનળ સળગાવી મૂકયો છે ત્યારે આપણે યાહોમ ન કરીએ તો નાલાયક અને નામર્દ ઠરીએ. હા, આરંભમાં આપણી હાંસી તો થવાનીજ;

વળી પ્રતિજ્ઞા લેનારામાંથી કેટલાક નબળા પણ બની જશે, પણ તેથી શું ? જેલમાં જવું પડે. દેશપાર થવું પડે, અને છેવટે જેલમાં દુઃખો વેઠતાં કોઈ મરે પણ ખરાં. એટલે આ બધું સમજીને જ દરેક જણ પ્રતિજ્ઞા લેજો અને મરતાં લગી તેનું પાલન કરજો.'

'મારી જવાબદારી તો હું સમજું જ છું; મરી જવું પણ કાયદાને વશ ન થવું. હું એકલો જ રહીશ તોયે મારી પ્રતિજ્ઞાનો ભંગ તો નહિ જ કરૂં એવી ખાત્રી રાખું છું. તમારી કસમ લેવાની શક્તિ હવે તમે જ વિચારી લેજો અને આમાં ભળી શકો તો ભળજો.'

૧૯૦૬ના સપ્ટેમ્બરની ૧૧મી તારીખે આ નિશ્ચય જાહેર થયો. કોમના આ ઇરાદાને અથવા હિલચાલને શું નામ આપી શકાય એ અમે કોઇ ત્યારે જાણતા ન હતા. છેવટે એને માટે 'સત્યાગ્રહ' એવો શબ્દ યોજાયો. એમાં સત્યની શાંતિનો અને આગ્રહના બળનો સમાવેશ હતો એ આપણે હવે જોઇશું.

# કેદ અને સમાધાની

**૧૯૦૭ ના** જુલાઇનો અંત આવ્યો. પરવાના કાઢવાની સરકારી ઓફીસો ખૂલી. કોમી હુકમ હતો કે દરેક ઓફીસને ખુલ્લી રીતે પિકેટ કરવી એટલે કે ઓફીસે જવાના રસ્તાઓ પર સ્વયંસેવકોએ ઉભા રહેવું અને ત્યાં જનાર લોકોને સમજાવવા. આમ છતાં પણ જેને પરવાનો લેવા જવું જ હોય તેને તેમ કરવા દેવાની વ્યવસ્થા સ્વયંસેવકો ઉદારતાથી કરી આપતા હતા.

અથાગ પ્રયત્ન કર્યા પછી પણ જ્યારે એશિયાટિક ઑફીસને ૫૦૦ થી વધારે નામ ન જ મળી શકયાં ત્યારે કોઇકને પણ પકડવા જોઇએ એવા નિશ્ચય પર તેના અમલદારો આવ્યા. જર્મીસ્ટનમાં ત્યારે ઘણા હિંદીઓ રહેલા હતા. તેમાં રામસુંદર પંડિત કરીને એક બહાદુર અને વાચાળ હિંદી હતા. ભાષણોમાં એ ખૂબ જુસ્સો રેડી શકતા. કેટલાક વિઘ્નસંતોષી હિંદીઓએ એશિયાટિક ઓફીસને જણાવ્યું કે રામસુંદરને પકડવામાં આવે તો બીજા ઘણા હિન્દીઓ પરવાના લે એવો સંભવ છે.

રામસુંદરને પકડવામાં આવ્યા. આવી જાતનો આ પહેલો જ બનાવ હતો, તેથી સરકારમાં તેમ જ કોમમાં ભારે ખળભળાટ થયો. રામસુંદર જેને માત્ર જર્મીસ્ટન જ જાણતું હતું તેને ક્ષણ વારમાં આખું દક્ષિણ આફ્રિકા જાણતું થઇ ગયું. અદાલતમાં એનો કેસ ચાલ્યો. એક માસની સાદી જેલ મળી. પણ આટલો સમય પણ એણે ત્યાં ન ગાળ્યો. ટ્રાન્સવાલ અને લડતને છોડી એ નાસી ગયા.

પણ આ બનાવથી કોઇ હતાશ ન થયું. ઉલટો ઉત્સાહ વધ્યો. જેલ જવા માટે સેંકડો જણા તૈયાર થયા. એશિયાટિક ઓફીસની આશા ફળીભૂત ન થઇ.

આ દિવસોમાં ‘ઇન્ડિયન ઓપિનિયન’ પૂર જોસમાં ચાલતું હતું. એશિયાટિક ખાતાના અમલદારો એને ધ્યાનપૂર્વક વાંચતા હતા.

કોમની નબળાઇ સબળાઇ બધું શત્રુ, મિત્ર જે કોઇ જોવા ઇચ્છે તે તેમાંથી જોઇ શકતા. આ લડતનો આધાર સત્ય ઉપર જ હતો એટલે કાંઈ છૂપું રાખવાનું હતું જ નહિ.

અમલદારોએ જોયું કે જ્યાં સુધી આ લડતના આગેવાનોને નહિ પકડીએ ત્યાં લગી એનું બળ તૂટવાનું નથી. તેથી ૧૯૦૭ ના ડીસેમ્બરમાં કેટલાક આગેવાનોને કોરટમાં હાજર થવાની નોટીસ મળી. અમે હાજર થયા. અમારે કોઇને કંઈ બચાવ કરવાનો તો હતો જ નહિ. બધાએ પોતાના ગુન્હા કબૂલ કરવાના હતા. 'વિચાર પૂર્વક અને ધર્મ સમજીને જ હું ખૂની કાયદાની સામે થયેલો છું અને તેને સારુ જે સજા મળે તે સહન કરવામાં માન સમજીશ' એવા ભાવનું કાંઇક હું બોલ્યો.

મને બે માસની આસન કેદની સજા થઇ. જે અદાલતમાં હું સેંકડો વાર વકીલ તરીકે ઉભો રહેલો ત્યાં આજે તોહમતદારના પાંજરામાં ખડો છું, એ વિચારે કંઇક વિચિત્ર લાગ્યું ખરું. પણ મને એમાં અપમાન તો નજ જણાયું.

સિપાઇ મને લઇને ચાલ્યો. મારી આસપાસનું બધું મને સુમસામ જણાયું. એક બાંકડો બનાવી, તેના પર બેસવાનું કહી, દરવાજો બંધ કરી સિપાઈ અમલદાર ચાલ્યો ગયો. અહીં મને ક્ષોભ થયો. હું ઊંડા વિચારમાં પડી ગયો. ક્યાં ઘરબાર! ક્યાં વકીલાત! ક્યાં સભાઓ! એ બધું જ સ્વપ્ન! અને હું આજે કેદી! બે મહિનામાં શું થશે! બે મહિના પૂરા કાઢવા જ પડશે!—આ વિચારો આવ્યા તેવો જ હું શરમાયો. આ બધું કેવું મિથ્યાભિમાન! હું તો જેલને મહેલ ગણનારો! મારું એ જ્ઞાન આજે ક્યાં ગયું? હું અક્કડ બન્યો અને મારી મૂર્ખાઈ તરફ હસવા લાગ્યો. ત્યાં તો બારણું ઉઘડયું; જેલની પીંજરગાડીમાં બેસાડી મને જોહાનિસબર્ગની જેલ તરફ હાંકી ગયા.

અહીં પહોંચતાંજ મારાં કપડાં ઉતરાવ્યાં. જે કપડાં મને પહેરવા આપવામાં આવ્યાં તે બહુ મેલાં હતાં. એ પહેરતાં અને મનને વાળતાં દુઃખ થયું. પણ મેલની કેટલીક બરદાસ કરવી પડશે એમ સમજી મન ઉપર અંકુશ રાખ્યો. નામ ઠામ નોંધાયું અને એક વિશાળ ઓરડામાં મને લઇ ગયા. અમને બધાને એકજ કોટડીમાં રાખ્યા હતા તેથી અમે ખૂબ રાજી થયા.

છએક વાગ્યા એટલે અમારો દરવાજો બંધ કરવામાં આવ્યો. ત્યાંની જેલની કોટડીના દરવાજામાં સળીઆ વગેરે હોતા નથી. છેક ઉંચે દીવાલમાં એક નાનું જાળીઉં હવાને સારૂ રાખવામાં આવે છે. એટલે અમે તો તીજોરીમાં પૂરાયા એવું લાગ્યું

બીજે કે ત્રીજે દિવસથી જ સત્યાગ્રહી કેદીઓ ભરાવા લાગ્યા. તેઓ તો જાણી જોઇને પકડાતા હતા. એમાંના ઘણાખરા તો ફેરી કરનારા હતા. ત્યાં એવો રિવાજ છે કે ફેરીવાળાએ પરવાનો લેવો જોઇએ અને જ્યારે પોલીસ માગે ત્યારે તે બતાવવો જોઇએ. હંમેશાં કોઇ ને કોઇ આ પરવાના જોવા માગે અને ન બતાવે તેને પકડે. અમારા પકડાયા પછી જેલ ભરી દેવી એવો નિશ્ચય હિંદી કોમે કર્યો હતો. ફેરીવાળાઓ તેમાં આગળ પડયા. તેમને પકડાવું સહેલું હતું. એક અઠવાડીઆમાં ૧૦૦થી વધારે સત્યાગ્રહી કેદીઓ થઇ ગયા. જ્યારે ખૂબ સત્યાગ્રહીઓ પકડવા લાગ્યા ત્યારે ન્યાયાધીશ થાકયો અને બધાને સાદીને બદલે સખત મજૂરીની જેલ મળવા માંડી.

અહીંઆ અમને સાદી જેલના કેદીઓને ખોરાકમાં સવારે મકાઇના લોટની રાબડી મળે. તેની અંદર મીઠું ન હોય પણ દરેકને છૂટું જરાક નીમક મળે, બપોરે બાર વાગે પાશેર ભાત, ઉપરથી મીઠું અને અધોળ ઘી અને પાશેર ડબલ રોટી. સાંજે

મકાઇના આંટાની રાબ અને તેની સાથે થોડું શાક; તે મુખ્યત્વે બટાટા, નાના હોય તો બે અને મોટા હોય તો એક. આ ખોરાકથી કોઇનું પેટ ન ભરાતું. ચાવલ ચીકણા રંધાતા. દાકટરની પાસે અમે કંઇક મસાલાની માગણી કરી. હિંદની જેલોમાં પણ મળે છે એમ જણાવ્યું. "અહીં કાંઇ હિંદુસ્થાન નથી; અને કેદીને વળી સ્વાદ શા?" આવો કડક જવાબ મળ્યો. ચાલુ ખોરાકમાં સ્નાયુ બાંધી શકે એવા ગુણ નહોતા માટે અમે દાળની માંગણી કરી, ત્યારે દાકતરે કહ્યું 'આને માટે અઠવાડિયામાં બે વખત સાંજે બાફેલા વાલ આપવામાં આવે છે તે બસ.' દાકતરનો ઇરાદો અમને કોઇ રીતે અનુકૂળ થવાનો હતો જ નહિ. છેવટે અમે અમારો ખોરાક જાતે રાંધવાની માગણી કરી. એ માગણી કબૂલ થઇ. થંબી નાયડુને અમે રસોઇયા તરીકે ચૂંટી કાઢયા. રસોડામાં તેને ઘણાયે ઝઘડા કરવા પડતા. શાકનું વજન ઓછું મળે તો પૂરું માંગે. રાંધવાનું આમ અમારા હાથમાં આવ્યા પછી અમે ખોરાક વધુ સંતોષથી ખાવા લાગ્યા.

પણ આવી સગવડો મેળવી શકાય કે ન મેળવી શકાય છતાં સુખેથી જેલ ભોગવવી છે એ નિશ્ચયમાં આ મંડળીમાં કોઇ ન ડગ્યું. વધતાં વધતાં આ સત્યાગ્રહી કેદીઓની સંખ્યા દોઢસો ઉપર થઇ ગઇ.

આ પ્રમાણે જેલમાં એક પખવાડિયું અમે ગાળ્યું હશે તેટલામાં નવા આવનારાઓ ખબર લાવ્યા કે સરકાર સુલેહ કરવાની કંઇક મસલત ચલાવી રહેલ છે.

બે ત્રણ દિવસ 'ટ્રાન્સવાલ લીડર'ના અધિપતિ આલબર્ટ કાર્ટરાઇટ મને મળવા આવ્યા. એ મારા મિત્ર હતા. મારા જેલ ગયા બાદ જનરલ સ્મટ્સને તે મળ્યા હતા અને સમાધાનીના માર્ગો સૂચવી રહ્યા હતા.

મેં જનરલ સ્મટ્સના વિચારો એમની મારફત જાણી લીધા હતા. ફરજીઆતને બદલે મરજીઆત પરવાના લેવાનું રાખવામાં આવશે અને કાયદો નહિ થાય એમ સ્મટ્સ જણાવતા હતા. આ શરતે મેં સમાધાની કરવા તૈયારી બતાવી.

મને પ્રિટોરિયા લઇ ગયા. ત્યાં સ્મટ્સ સાથે મ્હારે વાતો થઇ. એમણે કહ્યું "તમને સૌને છૂટા કરવામાં આવે છે; હવે ફરીથી આવી લડત ન જાગે એમ હું ઇચ્છું છું."

આ સમાધાનીનું રહસ્ય મ્હારે બધાને હવે બતાવવું હતું. હું જોહાનીસ્બર્ગ જવા તૈયાર થયો, મારી પાસે તો એક પાઇ સરખી પણ ન હતી. જનરલ સ્મટ્સના મંત્રીએ મને ભાડાના પૈસા આપ્યા અને મેં ટ્રેન પકડી.

# ભાઈને હાથે માર

**રાતના** નવેક વાગે હું જોહાનીસબર્ગ પહોંચ્યો અને ૧૧ કે ૧૨ વાગે સભા ભરાઇ. વખત ટૂંક છતાં હજારેક માણસ ભેળાં થઇ ગયાં. મેં બધાને સમાધાનીની શરતો સમજાવી. બધા સમજી શક્યા. છતાં એક ભય તો બધાને હતો, "જનરલ સ્મટ્સ દગો દેશે તો!"

"આપણે સત્યાગ્રહીએ તો ભયને કોરે જ મૂકવો રહ્યો. ધારો કે સરકાર વિશ્વાસઘાત કરે, ખુની કાયદો રદ ન કરે તો શું આપણે તે વખતે સત્યાગ્રહ નહિ કરી શકીએ? માટે અત્યારે તો સૌ મરજીયાત પરવાના કઢાવવા માંડો એમ ઇચ્છું છું." મેં જવાબ વાળ્યો.

હું આ ભાષણ કરી રહ્યો કે તરત જ એક પઠાણભાઇ ઉભા થયા અને મારા પર સવાલોનો વરસાદ વરસાવ્યો; આને માટે દશ આંગળાં કાપવાં પડશે! એમાં પાપ છે એમ તમેજ એકવેળા કહેતા હતા ને! તમે પોતે આંગળાની છાપ આપવાના છો?"

મેં કહ્યું: "જેની ઇચ્છા હોય તે આંગળાં આપે. હું પોતે તો એ આપવાનો છું જ. સમાધાની પછી એમાં બળાત્કાર નથી રહ્યો પણ ખાનદાની છે."

એ ભાઇ જોસથી બોલી ઉઠયા; "અમે આંગળાં દેવાનાં નથી

અને ખુદાના કસમ ખાઇને હું કહું છું કે જે દેવા જશે, પહેલ કરશે, તેને હું ઠાર મારીશ."

મેં આ સાંભળી લીધું. જવાબ આપ્યો; "કોમના સેવક તરીકે મારી ફરજ છે કે આંગળાં આપવાની પહેલ મારે જ કરવી. તેમ કરવા જતાં ભાઇને હાથે મરવું પડશે તો તેનું દુઃખ મને થશે જ નહિ. મને ગુસ્સો પણ નહિ આવે."

તા. ૧૦–૨–૧૯'૮ની સવારે અમે કેટલાક જણ પરવાના કાઢવા સારૂ જવા તૈયાર થયા. પ્રથમ દિવસે આગેવાનોએ જવું એવી મસલત હતી. હું મારી ઓફીસે પહોંચ્યો તેવોજ ઓફીસની દીવાલની બહાર પઠાણ મીરઆલમને તેના સાથીઓની સાથે મેં જોયો. તે છ ફૂટથી વધારે ઉંચો હશે. વિશાળ કદનો અને એવડા બાંધાનો હતો. આજે પહેલીજવાર તેણે મને સલામ ભરવાનું મોકુફ રાખ્યું હતું. મેં એને સલામ ભરી અને પૂછ્યું: "કૈસે હો?" મને એવો ભાસ છે કે એણે "અચ્છા હૈ" એવો જવાબ વાળ્યો. પણ આજે તેનો ચહેરો હમેશની માફક ખુશનુમા ન હતો. તેની આંખમાં ગુસ્સો હતો એ હું જોઇ ગયો.

હું ઓફિસમાં ગયો. પ્રમુખ વગેરે આવ્યા એટલે અમે એશિયાટિક ઓફિસ ભણી રવાના થયા. મીરઆલમ અને તેના સાથીઓ અમારી સાથે ચાલ્યા. અમારે એક માઇલ દૂર જવાનું હતું. અમને ઓફિસે પહોંચવાની પાંચેક મિનિટ બાકી હશે ત્યાં તો મીરઆલમ મારી પડખે આવ્યો અને પૂછ્યું, 'કહાં જાતે હો?' મેં જવાબ આપ્યો, 'દશ અંગુલીયાં દે કર રજીસ્ટર નીકલવાના ચહાતા હૂં.'

આટલું બોલ્યો ત્યાં મારી ખોપરી ઉપર પછવાડેથી એક લાકડીનો ફટકો પડયો. હું બેભાન થઇને ઉંધો પડયો. મીરઆલમે તેમજ તેના સાથીઓએ મને વધારે લાકડીઓ અને પાટુઓ મારી.

આટલામાં શોરબકાર થયો. આવતા જતા ગોરાઓ ભેળા થઇ ગયા. મીરઆલમ તથા તેના સાથીઓ ભાગ્યા પણ તેઓને ગોરાઓએ પકડી લીધા. દરમ્યાન પોલીસ પણ આવી પહોંચી. તેઓ પોલીસને હવાલે થયા.

પાસે જ એક ગોરાની ઓફિસ હતી ત્યાં લોકો મને ઉચકી ગયા. થોડી વારે મને ભાન આવ્યું, તો મેં રેવરંડ ડોકને જોયા. તેમણે મને પૂછ્યું, 'તને કેમ છે?' મેં હસીને જવાબ આપ્યો, 'મને તો ઠીક છે; માત્ર મારા દાંત અને પાંસળી જરા દુઃખે છે. પણ પેલા મીરઆલમ ક્યાં ગયા?'

તેમણે કહ્યું, 'તે તો પકડાઈ ગયો છે, અને તેની સાથે બીજાઓ પણ.' મેં કહ્યું, 'તેઓ છૂટવા જોઇએ.' ડોકે જવાબ આપ્યો, 'એ બધું થઇ રહેશે. અહીંઆ તો તું એક પરાઇ ઓફિસમાં પડેલો છે. તારો હોઠ ફાટી ગયો છે. પોલીસ તને ઇસ્પીતાલ લઇ જવા તૈયાર છે. પણ જો તું મારે ત્યાં આવે તો મિસિસ ડોક અને હું તારી બનતી સારવાર કરીશું.'

મને આ ગમ્યું. પોલીસના કહેણને સારૂ તેનો આભાર માની મને ડોકને ત્યાં લઈ જવાની મેં ઇચ્છા બતાવી.

આટલામાં એશિયાટિક ઓફિસર મિ. ચીમની પણ આવી પહોં-ચ્યા, અને એક ગાડીમાં બેસાડી મને પાદરી ડોકને ત્યાં લઈ ગયા.

# આંગળાં આપ્યાં

મારા માટે મિ. ડોકે દાકટરને બોલાવવા મોકલ્યા. દરમ્યાન મેં એશિયાટિક ઓફીસર મિ. ચીમનીને કહ્યું, "મારી ઉમેદ તો તમારી ઓફીસમાં આવીને દસ આંગળાં આપી પહેલો પરવાનો કાઢવાની હતી. એ તો ન બન્યું. હવે મારી વિનંતિ એ છે કે તમે હમણાં જ કાગળિયાં લઇ આવો અને મને રજીસ્ટર કરો. હું આશા રાખું છું કે મારા પહેલાં બીજાને નહિ કરો."

તેમણે કહ્યું: "એવી તે શી ઉતાવળ છે? હમણાં દાક્તર આવશે. તમે આરામ લ્યો. પછી બધું થઈ રહેશે. બીજાઓને હું પરવાના આપીશ તો પણ તમારું નામ પહેલું રાખીશ."

મેં જણાવ્યું, "એમ નહિ; મારી તો પ્રતિજ્ઞા છે કે હું જીવતો રહું તો અને ઇશ્વરને મંજૂર હોય તો સૌથી પહેલો હું પોતે જ પરવાનો કઢાવું. માટે મારો આગ્રહ છે કે તમે કાગળીઆં લઇ આવો."

એ ગયા. હવે મારું બીજું કામ એ હતું કે સરકારી વકીલને તાર કરવો કે 'મીર આલમ અને તેના સાથીઓએ મારી ઉપર જે હુમલો કર્યો છે તેને સારુ હું તેમને દોષિત ગણતો જ નથી. મારી ઉમેદ છે કે તમે તેઓને છોડી દેશો,' આ તારતા જવાબમાં એ બધાને છોડી મૂકવામાં આવ્યા.

પણ જોહાનીસબર્ગના ગોરાઓએ સરકારી વકીલને આને માટે સખ્ત કાગળ લખ્યો; 'આમાં ગાંધીના વિચાર ગમે તે હો, પણ એ ગુન્હેગારોએ તેમને રસ્તા વચ્ચે માર્યો છે માટે એ જાહેર ગુન્હો થયો છે. ગુન્હેગારોને પકડવા જ જોઇએ.' સરકારે તેમને ફરી પકડ્યા અને છ છ માસની ટીપ આપી.

હવે ડૉક્ટર આવી પહોંચ્યા. તેમણે મને તપાસ્યો. મારો ઉપલો હોઠ ચીરાઇ ગયો હતો તે સાંધ્યો. પાંસળીઓ વગેરે જોઇ, તેને લગાડવાની દવા આપી અને ટાંકા ન તૂટે ત્યાં લગી બોલવાની મનાઇ કરી. આમ મારું બોલવાનું બંધ થયું પણ મારા હાથ ચાલી શકતા હતા. મેં કોમની પ્રત્યે કાગળ લખ્યો:–

"મારી તબીયત સારી છે. જેઓએ માર માર્યો છે તેઓની ઉપર મને ગુસ્સો નથી. તેઓએ અણસમજથી આ કામ કરેલ છે. તેઓની ઉપર કાંઇ કામ ચલાવવાની જરૂર નથી. માર પડ્યો ને વધારે પડે તો પણ હું તો એકજ સલાહ આપીશ. તે એ કે બધાંએ દશ આંગળાં આપવાં. આપણે સત્યાગ્રહી હોઈશું તો મારથી કે ભવિષ્યના દગાથી ડરશું નહિ.

"હિંદુઓએ જરા પણ રોષ મનમાં રાખવાનો નથી. આમાંથી હિંદુ મુસ્લીમ બન્ને કોમ વચ્ચે ખટાશ પેદા થવાને બદલે મીઠાશ થાય એમ ઇચ્છું છું. હું ખુદાની આગળ પ્રાર્થના કરું છું કે મારા લોહીના પાટા વડે તે હિંદુ મુસલમાનને સાંધે."

મિ. ચીમની આવ્યા. દુઃખેસુખે અને જેવાં તેવાં પણ મેં મારાં આગળાં આપ્યાં. આ વખતે મેં એમની આંખમાં પાણી જોયાં. એમની સામે તો મારે એકવાર કડવું લખાણ કરવું પડેલું, પણ પ્રસંગ પડયે માણસનું હૃદય કેવું કોમળ બની જાય છે એનો ચિતાર મારી આગળ ખડો થયો.

આમાં કાંઈ બહુ વખત નહોતો ગયો. પણ મિ. ડોક તેમનાં પત્ની અને હું હવે શાંતિથી આરામ લઉં એમ ઇચ્છતાં હતાં. આથી ખાટલા આગળથી તેઓ બધાને બહાર લઇ ગયા. માગણી કરી કે હું તદ્દન શાંત થઇ સુઇ રહું તે પહેલાં અને તેને સારૂ તેમની દીકરી ઑલિવે મને મારૂં પ્રિય અંગ્રેજી ભજન સંભળાવવું. કવિ નરસિંહરાવના તે ભજનના તરજુમાની મારફતે ઘણા ગુજરાતીઓ એ ભજનનો અર્થ જાણે છે. તેની પહેલી લીટીઓ નીચે પ્રમાણે છે.

'પ્રેમલ જ્યોતિ તારો દાખવી
મુજ જીવનપંથ ઉજાળ.'

મિ. ડોકને મારી આ વિનંતિ બહુ જ ગમી. પોતાના મધુર હાસ્યથી તેમણે મને એ સમજાવ્યું અને ઑલિવને ઇશારાથી બોલાવી બારણા બહાર ઉભાં રહી ધીમે સાદે ભજન ગાવાનો હુકમ કર્યો. આ લખતી વેળાએ એ આખું દશ્ય મારી નજર આગળ તરે છે અને ઑલિવના દિવ્ય સૂરના ભણકારા હજુ પણ મારા કાનમાં સંભળાઇ રહ્યા છે.

અહીંઆ મેં દશેક દિવસ ગાળ્યા. કાંઇક ચાલવા જેવો થયો એટલે આ માયાળુ કુટુંબની રજા લઇ હું રવાના થયો.

# પરવાનાની હોળી

જયારે મેં પરવાનો કઢાવ્યો ત્યારે બીજા હિંદીઓએ પણ ટ્રાન્સવાલ સરકારને સંતોષ થાય એ રીતે મરજીઆત પરવાના કઢાવવા માંડયા. સરકારે હવે ખૂની કાયદો રદ કરવો રહ્યો. અને જો તેમ કરે તો સત્યાગ્રહની લડત બંધ થાય.

પણ આને બદલે નવી જ પરિસ્થિતિ ઉભી થઈ. ખરડો રદ કરવાને બદલે જનરલ સ્મટ્સે તેને બહાલ રાખ્યો. હું તો આ વાંચીને દિગ્મૂઢ જ બની ગયો. કોમને હું શું જવાબ આપીશ ? એ વિચાર આવ્યો. પણ આમ છતાં ય સત્યાગ્રહ ઉપરનો મારો વિશ્વાસ મોળો ન પડતાં વધુ તીવ્ર બન્યો,

હું કેટલાક મિત્રોને મળ્યો. જનરલ સ્મટ્સને મેં કાગળ લખ્યો; 'આ નવો ખરડો એ આપણી વચ્ચે થયેલી સમાધાનીનો ભંગ છે.' પણ સ્મટસ શેના સાંભળે ? મેં ' ઇન્ડિયન ઓપિનિયન 'માં ' સ્મટ્સનો વિશ્વાસઘાત ' એવા મથાળા નીચે લખાણો લખ્યાં, પણ તેથી એમને શું ! તેમના ઉપર તેની કશી અસર ન થઈ.

એક બાજુથી જેમ જનરલ સ્મટ્સને સમાધાનીની શરત પાળવા વિનવવામાં આવતું હતું તેમ બીજી બાજુથી કોમને જાગ્રત કરવાનું કામ ઉત્સાહપુર્વક ચાલી રહ્યું હતું. અનુભવ એવો થયો કે દરેક

જગ્યાએ ફરી લડત ચાલુ કરવી અને જેલ જવા લોકો તૈયાર જ હતા. સૌને સમજાવવામાં આવ્યું કે મરજીયાત પરવાના નકામા નીવડયા છે. અને જો સરકાર ખૂની કાયદો રદ ન કરે તો આપણે એ બાળી દેવા જોઇએ. આ વિનંતિના જવાબમાં દરેક જગ્યાએથી પરવાનાઓ આવવા લાગ્યા.

જ્યારે અમારી અરજીનું કાંઈ પણ પરિણામ ન આવ્યું ત્યારે અમે સરકારને ' અલ્ટીમેટમ ' આપ્યું. અલ્ટીમેટમ એટલે નિશ્ચયપત્ર અથવા ધમકીપત્ર. એમાં જણાવ્યું હતું કે અમુક તારીખ સુધીમાં ખૂની કાયદો રદ નહિ થાય તો કોમ એકઠા કરેલા પરવાના બાળી નાખશે અને તેમ કરવાથી જે મુસીબતો કોમપર આવશે તે વિનય અને દઢતાપૂર્વક સહન કરશે.

જે દિવસે આ કાયદો પસાર થવાનો હતો તેજ દિવસની મુદત અલ્ટીમેટમમાં આપવામાં આવી હતી. તેજ દિવસે સાંઝે જાહેર સભા બોલાવવાનું નક્કી થયું હતું.

અલ્ટીમેટમનો સમય પૂરો થયો. ત્યારબાદ બે કલાકે કોમની જાહેર-સભા થવાની હતી. અમે બધા અગાઉથી જ સભાસ્થાન પર જઇ પહોંચ્યા હતા. હિંદીઓથી આખું ચોગાન ઉભરાઈ ગયું હતું. કાયદો પસાર થયો છે એવા સમાચાર મળે તો આ સભામાંજ એકઠા થયેલા પરવાના બાળી નાખવાની તૈયારી રાખી હતી.

સભા શરૂ કરવાનો સમય થયો. ત્યાં એક સ્વયંસેવક બાઇ-સીકલ ઉપર આવી પહોંચ્યો. તેના હાથમાં તાર હતો. તારમાં સરકારનો જવાબ હતો. 'સરકાર પોતાનો નિશ્ચય બદલી શકે તેમ નથી.' એમ તેમાં જણાવ્યું હતું.

મેં સભાને તાર વાંચી સંભળાવ્યો. સભાએ તેને વધાવી લીધો. પરવાનાની હોળી કરવા સૌ તૈયાર થયા. સૌની ખુશાલીનો પાર

નહોતો. ભવિષ્યમાં આ કાર્યથી ઉભી થનારી પરિસ્થિતિથી મેં બધાને સાવચેત કર્યા. જેને જોઇતા હોય તે હજુ પણ પરવાના પાછા માગી લે એમ જણાવ્યું. 'સભામાંથી અવાજ આવ્યો; પરવાના નથી જોઇતા.' 'હોળી કરો, હોળી કરો.'

એ હજાર ઉપરાંત પરવાના કમિટીની પાસે આવી ચૂકયા હતા. તેની ગાંસડી એક મોટી કડાઇમાં પધરાવી, ઉપર ધાસતેલ રેડયું, અને મેં તેમાં દીવાસળી મેલી. આખી સભા ઉભી થઇ. ગઇ અને બળવાની ક્રિયા ચાલી ત્યાં સુધી તાળીઓથી મેદાનને ગજાવી મૂકયું. જેમણે પોતાના પરવાના હજુ સુધી પોતાના પાસે રાખી મૂકયા હતા તેનો માંચડા ઉપર હવે વરસાદ થવા લાગ્યો, અને તે પણ પેલી કડાઇમાં પડયા.

આ સભામાં અંગ્રેજી અખબારોના રીપોર્ટરો પણ આવ્યા હતા. તેઓની ઉપર આ આખા દ્રશ્યની બહુ અસર પડી. તેઓએ આ સભાનું આબેહુબ વર્ણન પોતપોતાના અખબારોમાં કર્યું. લડતને આથી વધુ જાહેરાત મળી.

ધારાસભાની જે બેઠકમાં આ કાયદો પાસ થયો તેજ બેઠકમાં એક બીજો ખરડો પણ જનરલ સ્મટ્સે રજુ કર્યો હતો. તેનું નામ હતું 'ઇમીગ્રન્ટસ રીસ્ટ્રીકશન એકટ.' એટલે કે નવી વસ્તી ઉપર અંકુશ મૂકનારો કાયદો. આનો મુખ્ય હેતુ નવા આવનાર હિંદીને અટકાવવાનો હતો. આની સામે પણ ઝુંબેશ ઉઠાવવી એ કોમને સારુ આવશ્યક થઈ પડયું.

આ નવા કાયદામાં એક કલમ એવી હતી કે ટ્રાન્સવાલમાં દાખલ થનારને યુરોપની એકાદ ભાષા આવડવી જોઈએ. સરકારની કસોટી કરવા ખાતર અમે સોરાબજી અડાજણીઆને ટ્રાન્સવાલની હદમાં દાખલ થવા તૈયાર કર્યા. એ ગયા પણ સરકારે તેને પકડયા નહિ.

જ્યારે કોમે જોયું કે સરકાર કોઇ પણ જાતનાં પગલાં ન લઇને અમને થકવવા માગે છે ત્યારે અમે બીજો ઉપાય કર્યો.

નાતાલમાં એવા હિન્દીઓ હતા કે જેઓને ટ્રાન્સવાલના વસવાટના પુરાણા હક્ક હતા. તેઓને ત્યાં દાખલ થવાનો હક્ક છે એમ કોમની માન્યતા હતી. આ લોકોને અંગ્રેજી પણ આવડતું હતું. એ લોકો તૈયાર થયા. દાઉદ શેઠ એના અગ્રેસર બન્યા. ફોજ ઉપડી. ટ્રાન્સવાલની સરહદમાં બધા પહોંચ્યા. ત્યાં તો તેઓને પકડયા. કેસ ચાલ્યા અને સૌને વોકસરસ્ટની જેલમાં લઇ ગયા.

આ બનાવથી કોમી જુસ્સો વધ્યો. ટ્રાન્સવાલના હિન્દીઓ પણ જેલનો માર્ગ શોધવા લાગ્યા. પરવાના ન બતાવીને સૌ પકડાવા માંડયા. હવે લડત જામી. જોહાનીસબર્ગમાં પણ પકડાપકડી શરૂ થઈ, જેલો ભરાવા લાગી.

જેલમાં સત્તાવાળાઓએ દુઃખ દેવામાં બાકી ન રાખ્યું. પાયખાનાં સાફ કરાવ્યાં, પથ્થર ફોડાવ્યા, તળાવો ખોદાવ્યાં, કેટલાકને હાથમાં આટણો પડયાં, કેટલાક મૂર્છા પામ્યા; પણ હાર્યા નહિ.

હું પણ બીજી વાર પકડાયો. વોકસરસ્ટની જેલમાં અમે લગભગ ૭૫ જણ ભેગા થઈ ગયા. સરકારને લાગ્યું કે મને નોખો પાડે તો હું જરા તવાઉં ને કેદીઓ હારે. મને પ્રિટોરિયા લઇ ગયા. ત્યાં તોફાની કેદીઓને રાખવા કોટડીમાં મને પૂર્યો.

આ બધું છતાં કોઇ ન હાર્યો. સરકાર વિમાસણમાં પડી. જેલમાં કેટલાકને પૂરવા? ખર્ચ વધે. હવે શું કરવું? ‘ખૂની’ કાયદામાં ત્રણ પ્રકારની સજા હતી. દંડ, કેદ અને દેશનિકાલ. સરકારે હવે ત્રીજી સજા હાથ ધરી. એક મોટા જથ્થાને હિન્દુસ્તાન રવાના કરી દીધો. આને અંગે હિંદમાં શોર મચ્યો. દેશપાર કરવાની પ્રથા નાબુદ થઇ, પણ લડત તો ચાલુ જ રહી.

# સત્યાગ્રહની છાવણી

**જેમ** જેમ લડત ચાલતી ગઇ તેમ તેમ પૈસાની ચિંતા રહેવા લાગી. લાંબા કાળ સુધી લડત ચલાવવી અને પૈસા ન હોય એ દુઃખ મોટું થઇ પડયું. પણ હું તો આસ્તિક હતો. પ્રભુએ મને સાથ દીધો. મારી ભીડ ભાંગી. સર રતન તાતાએ રૂા. ૨૫૦૦૦ ની મદદ કરી. કામ આગળ ચાલ્યું.

પણ આ લડતને કાંઇ મુદ્દતની વાડથી બાંધી તો ઓછી જ શકાય! એમાં વર્ષ લાગે કે વર્ષો; પણ લડત ચલાવવી જ જોઇએ. લડવું એટલે જેલ જવું. દેશનિકાલ થવું. તે દરમ્યાન કુટુંબનું શું? જેલમાંથી છૂટે ત્યારે પોતે ખાય શું, ખવરાવે શું?

આજ લગી તો જેલ જનારનાં કુટુંબોનું ભરણ દર માસે પૈસા આપીને થતું હતું. પણ આમ કયાં લગી ચાલે? આ મુશ્કેલીનો એક જ ઉકેલ હતો કે બધાં કુટુંબોને એકજ સ્થળે રાખવાં ને બધાએ સાથે રહી કામ કરવું. પણ આવી જગ્યા કાઢવી કયાંથી? મિ. કૅલનબૅક મ્હારી વ્હારે ધાયા. તેમણે ૧૧૦૦ એકર જમીન વેચાતી લીધી અને સત્યાગ્રહીઓના ઉપયોગ માટે આપી. આ જગ્યામાં એક નાનકડું મકાન હતું. ફળઝાડો તો એટલાં બધાં હતાં કે મોસમમાં

સત્યાગ્રહીઓ પેટ ભરીને ખાય તો ય બચે. વળી અંદર પાણીનો ઝરો પણ હતો. જગ્યા સરસ હતી.

આ સ્થાનમાં ઘરકામ, તેમજ વાડીનું અને બાંધકામ બને ત્યાં લગી નોકર મારફતે ન લેવું એવો આગ્રહ હતો. પાયખાનાથી માંડીને રસોઇ સુધીનું બધું કામ હાથે જ કરવાનું હતું. પહેલેથી જ નિશ્ચય કર્યો હતો તે મુજબ સ્ત્રીઓ અને પુરુષોનાં રહેઠાણ જુદાં બાંધવામાં આવ્યાં. આ બાંધકામમાં અમે સૌએ મદદ કરી. આ ટૉલ્સ્ટૉય ફાર્મમાં નબળા હતા તે સબળા થયા ને સૌને મજૂરી સદી.

જોહાનીસબર્ગ અહીંથી ૨૧ માઇલ હતું; પાસેનું સ્ટેશન દોઢ માઇલ હતું. બધાને કંઇ ને કંઈ પ્રસંગે જોહાનીસબર્ગ જવાનું થાય. મારે પણ કામસર જવું પડે. ઠરાવ એવો થયો કે છાવણીને કામે જાય તેને જ રેલરસ્તે જવાની છૂટ. બીજાઓએ ચાલીને જવું. ખાવાનો નાસ્તો સાથે બાંધી જવો. કોઇનાથી ખાવાનું ખર્ચ શહેરમાં ન થાય. ઘરનો નાસ્તો સાદો હતો. ઘેર દળેલા જાડા લોટની રોટી, થોડું માખણ અને નારંગીની છાલનો મુરબ્બો.

ઉપરના નિયમથી સેંકડો રૂપિયા બચી ગયા, ને ચાલીને જનારને ઘણો ફાયદો થયો. કેટલાકને ચાલવાની નવી ટેવ પડી. નિયમ એવો હતો કે આમ જનારે રાત્રે બે વાગે ઊઠવું અને અઢી વાગે ચાલી નીકળવું. તે જ દિવસે પાછા ફરવું. પણ આ નિયમો ય કોઇને બોજારૂપ ન લાગ્યા. સૌ પ્રેમપૂર્વક તેનું પાલન કરતા. બધું કામ હસમુખે વદને ને કલ્લોલ કરતાં કરતાં.

અહીંના પાયખાનાની કથા સમજવા જેવી છે. આવડી મોટી વસ્તી હતી છતાં ક્યાંયે કચરો કે મેલું કે એઠવાડ કોઇના જોવામાં ન જ આવે. બધો કચરો ખોદેલી જમીનમાં દટાતો. બધું પાણી

વાસણમાં એકઠું થતું અને ઝાડોને પવાતું. પાયખાનું, કચરો, એઠ-વાડ, બધાંનું ખોદેલા ખાડામાં ખાતર બનતું. આથી માખી પણ ન બણબણે એટલી ચોકખાઇ રહેતી હતી. ચાલવાને રસ્તે મેલું નાખવું, થૂકવું, નાક સાફ કરવું, ગંદકી કરવી એ પાપ છે, ગુન્હો છે, એજ પ્રમાણે સમજતાં થઇએ તો ઘણા રોગોમાંથી સમાજને બચાવી શકીએ.

અમારું બીજું કામ સત્યાગ્રહી કુટુંબોને ઉદ્યોગી રાખવાનું અને પૈસા બચાવવાનું હતું, આમ થાય તો જ લાંબો વખત ઝૂઝી શકાય. મિ. કૅલનબૅક એક સ્થળે જઇને ચંપલ બનાવવાનું શીખી આવ્યા. એમણે મને અને બીજા સાથીઓને એ શીખવ્યું. એમાંથી કમાણી થવા લાગી. સાથે સુથારીકામ પણ દાખલ થયું. એક ગામડું વસા-વીને અમે રહ્યા. ત્યાં પાટલાથી માંડીને પેટી સુધીની અનેક નાની મોટી ચીજ જોઇએ; અમે એ હાથેજ બનાવવા લાગ્યા. પૈસાનો આમાં ઠીક બચાવ થયો.

આ બધાં કુટુંબોની સાથે બાળકો, વડીલો અને યુવકો તો હતાં જ. કોઇ ગુજરાતી તો કોઇ પારસી, કોઇ મદ્રાસી તો કોઇ ખ્રીસ્તી, કોઇ મુસલમાન તો કોઇ હિંદુ. આ બધાને માટે નિશાળ તો જોઇએજ. પણ આ કામ સહુથી મુસ્કેલ થઇ પડયું. જુદી જુદી ભાષાવાળાને કેમ ભણાવવાં ?

શિક્ષણનો મુખ્ય બોજો મિ. કૅલનબૅક અને મારી ઉપર હતો. નિશાળ બપોરે જ ચલાવી શકાય. અમે બન્ને મજૂરી કરીને ખૂબ થાકયા હોઇએ. નિશાળીઆ પણ થાકેલા હોય જ. એટલે ઘણી વાર તેઓ ઝોલા ખાય: અમે પણ સાથે ઝોલાં ખાઇએ. આંખે પાણી છાંટીએ, બાળકોની સાથે ગેલ કરીએ પણ આળસ ન ભાંગે. છતાં વર્ગ તો ચાલે જ. અમે બની શકે તેટલું સામાન્ય જ્ઞાન અને ધર્મ-શિક્ષણ તેઓને આપતા. પણ અમે બે જણા તે કેટલુંક કરી શકીએ ?

આ મુશ્કેલી છતાં ય બાળકોને ઘણું મળતું એમ કહી શકાય. હિંદુ અને મુસલમાન બાળક વચ્ચે કદી ઝઘડો થયો હોય એવું મને સ્મરણ નથી. સૌ સંપીને રહેતા અને એક બીજાની સેવા કરતા.

આ કાળનો એક દુઃખદ પ્રસંગ અહીં ઉતાર્યા વગર ન ચાલે. આ આશ્રમમાં એક યુવક બહુજ તોફાન કરે, જુઠું બોલે, કોઇને ગણકારે નહિ, બધાની સાથે લડે. એક દહાડો તેણે ખૂબ તોફાન કર્યું. હું ગભરાયો. વિદ્યાર્થીઓને હું કદી દંડ ન દેતો. પણ આજે મને ક્રોધ ચડયો. હું તેની પાસે ગયો. તેને સમજાવ્યો પણ તે સમજે શાનો! મને છેતરવાનો એણે પ્રયત્ન કર્યો. મેં મારી પાસે પડેલી આંકણી ઉપાડી અને તેની બાંય પર દીધી. દેતાં જ હું ધ્રૂજી રહ્યા હતો. આ તે જોઇ ગયો. આવો અનુભવ કોઇ વિદ્યાર્થીને મારી તરફથી કદી પૂર્વે થયો નહોતો. વિદ્યાર્થી રડી પડયો. મારી પાસે માફી માગી. તેને લાકડી વાગી તેથી તે ન્હોતો રડયો. તે ધારે તો મને પહોંચી વળે એટલી તેનામાં શક્તિ હતી. પણ મારી આંકણીમાં તે મારું દુઃખ જોઇ ગયો. આ બનાવ પછી તે કદી મારી સામે ન થયો. પણ મને તે આંકણી મારવાનો પશ્ચાતાપ આજ લગી રહ્યો છે. મને આજે થાય છે કે એને મારીને મેં મારા આત્માનું નહિ પણ મારી પશુતાનું દર્શન કરાવ્યું હતું.

હિંદીઓના હક્કની લડતમાં આ સ્થાને આ છાવણીએ બહુ મોટો ભાગ ભજવ્યો. તપશ્ચર્યાનું આ એક તીર્થસ્થાન બની ગયું. એ સ્થાન ન હોત તો આઠ આઠ વરસ સુધી લડત ચાલી શકત કે કેમ, પૈસા મળી શકત કે કેમ અને છેવટે જે હજારો માણસોએ આ લડતમાં ભાગ લીધો તે ભાગ લેત કેમ એ વિષે મને સંપૂર્ણ શંકા છે.

# સ્ત્રીઓએ ઝંપલાવ્યું

દક્ષિણ આફ્રિકામાં આવીને હિંદીઓની સ્થિતિનો અભ્યાસ કરવા માટે કેટલાય વખતથી હું ગોખલે અને બીજા નેતાઓને વીનવી રહ્યો હતો. ૧૯૧૨માં ગોખલે આવ્યા. બાદશાહને પણ ન મળે એવું માન અમે તેમને આપ્યું. તેઓ જનરલ બોથા અને જનરલ સ્મટસને મળ્યા. મને આવીને કહ્યું, 'હવે બધી વાતોનો ફેંસલો થઇ ગયો છે. ખૂની કાયદો રદ થશે. ઇમીગ્રેશન કાયદો નાબૂદ થશે. ત્રણ પૌંડનો કર ચાલ્યો જશે.' મેં કહ્યું : 'તમને આશા છે. એ સારુ છે. પણ મને એ લોકોનો પૂરો અનુભવ છે. એ લોકોએ કોઇ દિવસ બોલેલું પાળ્યું જ નથી.' છેવટે મારી આ શંકા સાચી પડી. બોલેલું સરકારે કાંઈ જ ન કર્યું. અમે લડતની વધુ તૈયાર કરી. આ અરસામાં બીજું પણ એક વિઘ્ન આવ્યું, જેને લીધે સ્ત્રીઓને લડાઇમાં ઝંપલાવવું પડયું. હિંદમાંથી ઘણા વિવાહિત માણસો દક્ષિણ આફ્રિકામાં આવેલા હતા, અને કેટલાક ત્યાંજ પરણ્યા હતા. હિંદી રીત મુજબ અહીં લગ્નો થતાં હતાં. આ લગ્નો ખોટાં છે, એને સરકાર પાસે રજીસ્ટર કરાવવાં જોઇએ એવો નવો કાયદો થયો. આ કાયદા પ્રમાણે અત્યાર સુધીમાં થયેલાં લગ્નોને ખોટાં ગણવામાં આવ્યાં. આ સ્થિતિ ન સ્ત્રીઓ સહી શકે, ન પુરુષો સહી શકે. આખી કોમમાં ભારે ખળભળાટ વર્ત્યો,

હવે સમય એવો આવ્યો કે શુભ ચોઘડિયાની કે શુભ તિથીની રાહ જોવાય જ નહિ. સ્ત્રીઓનું અપમાન થયા પછી ધીરજ કેમ રહે? જેટલા મળે તેટલાથી સત્યાગ્રહ તીવ્ર રૂપે શરૂ કરવાનો ઠરાવ થયો. સ્ત્રીઓને આ માટે લડાઇમાં દાખલ થવા નોતરવામાં આવી. ટૉલ્સ્ટોય ફાર્મની બ્હેનો સૌથી પહેલાં તૈયાર થઈ. મેં એમને જેલનાં દુઃખો સમજાવ્યાં. ચેતવણી આપી. કોઇ ડરી નહિ.

અહીંથી હું ફીનીક્સ આવ્યો. ત્યાં તો બધા સાથીઓ અને સગાંઓ હતાં. બધી બ્હેનોને ભેગી કરી મેં વાત કરી. તેઓએ બીડું ઝડપી લીધું. જેલજાત્રા કરવા તૈયાર થઇ. ગમે તે દુઃખ સહન કરીને પણ જેલમાં આનંદ માનશે એવી ખાતરી આપી. 'હું હારીને પાછી આવું તો મને તમારા ઘરમાં ન સંઘરજો' એમ બોલતા કસ્તુરબાઇ પણ આમાં જોડાઇ.

બ્હેનોને જેલમાં મોકલવાનું પગલું ઘણું ભયંકર છે એ હું જાણતો હતો. આથી ખાવાપીવામાં, પોષાકમાં, સૂવા બેસવામાં ત્યાં અંકુશ હશે એ સમજાવ્યું. જેલોમાં સખ્ત મજૂરી સોંપે, કપડાં ધોવડાવે, અમલદારો અપમાન કરે વગેરે બાબતની ચેતવણી આપી. અણીને વખતે ગભરાઇને કે જેલમાં જઇને અકળાઇને માફી માગી છૂટશે તો લડતને નામોશી લાગશે એ ભાન પણ મેં તેમને કરાવ્યું. 'ગમે તેમ થશે પણ અમે હારશું નહિ' એમ સૌએ ખાત્રી આપી. ટુકડી તૈયાર થઇ.

આ ટુકડીએ સરહદ ઓળંગી. વગર પરવાને ટ્રાન્સવાલમાં દાખલ થવાનું હતું. તેમણે તેમ કર્યું. પોલીસે તેમને પકડી. કેસ ચાલ્યો અને સૌને ત્રણ ત્રણ માસની સખત મજુરીની કેદ મળી.

જે બ્હેનો ટ્રાન્સવાલમાં પકડાવાના પ્રયત્નમાં નિરાશ થઇ. તેઓ નાતાલમાં ગઇ. અહીં પણ તેમને ન પકડી. જો ન પકડે તો તેઓએ ન્યુકેસલમાં થાણું કરી, કોલસાની ખાણમાં કામ કરતા હિંદી મજૂ-

રોને કામ છોડવા વીનવવા એમ ઠર્યું હતું. બ્હેનોએ આ કામ શરૂ કર્યું. તેની અસર વીજળીની જેમ ફેલાઇ. ત્રણ પૌંડના કરની હકીકતે મજૂરોને પીગળાવ્યા. તેઓએ પોતાનું કામ છોડયું. મને તાર મળ્યો. આશ્ચર્ય થયું. હવે શું કરવું? હું ત્યાં ઉપડયો.

આ બહાદુર બ્હેનોને હવે કંઇ સરકાર છોડે? તે પકડાઈ અને પહેલી ટુકડીને મળી. તેઓને પણ એજ સજાથી ત્યાં રાખવામાં આવી. હવે હિંદીઓ બરાબર જાગ્યા. બધાની ઊંધ ઉડી ગઇ. તેઓમાં નવું ચેતન આવ્યું. સ્ત્રીઓના આ બલિદાને હિંદુસ્તાનને પણ જગાડયું.

આ બ્હેનોની બહાદુરીની શી વાત! તેમને નાતાલની રાજધાની મારિત્સબર્ગમાં રાખવામાં આવી હતી. અહીં તેઓને ઠીક દુઃખ દેવામાં આવ્યું. ખોરાકમાં તેમની જરા પણ કાળજી ન રાખવામાં આવી. કસ્તુરબાઇને અમુક જ ખોરાક ખાવાનું વ્રત હતું. ઓલિવ ઓઇલની તેને ખાસ જરૂર હતી. તે પ્રથમ તો ન જ મળ્યું. પછી મળ્યું, પણ તે જૂનું અને ખોરૂં. પોતાને ખર્ચે મંગાવવાની વાત કરી ત્યારે જવાબ મળ્યો: 'આ કંઇ હોટેલ નથી. જે મળે તે ખાવું પડશે.' આ કસ્તુરબાઇ જ્યારે જેલમાંથી નીકળી ત્યારે માત્ર હાડપિંજર જ રહી હતી. મહાપ્રયાસે તે બચી.

બીજી એક બ્હેન જીવલેણ તાવ લઇને નીકળી. તેના તાવે જેલમાંથી નીકળ્યા બાદ થોડા જ દિવસમાં તેને પ્રભુને ત્યાં પહોંચાડી. આને હું કેમ ભૂલું! વાલિયામાં અઢાર વર્ષની બાળા હતી. હું તેની પાસે ગયો ત્યારે તે પથારીવશ હતી. મેં પૂછયું.:

'વાલિયામાં, જેલ જવાનો પશ્ચાતાપ તો તને નથી ને?'

'પશ્ચાતાપ શાને હોય! મને ફરી પકડે તો હું હમણાં જ જેલ જવા તૈયાર છું.'

'પણ આમાંથી મોત નીપજે તો?' મેં કહ્યું.

'ભલે નીપજે, દેશને ખાતર મરવું કોને ન ગમે!'

આ વાત પછી થોડા જ દિવસમાં વાલિયામાં મૃત્યુ પામી. તેનો દેહ ગયો છે પણ આ બાળા પોતાનું નામ અમર કરી ગઇ છે. એની પાછળ એની યાદગીરી માટે પથ્થર અને ચુનાનો હૉલ બંધાઓ કે ન બંધાઓ પણ એની સેવાથી એ બધાના હૃદયમાં સદાય બિરાજે છે. અને ત્યાં લગી દક્ષિણ આફ્રિકાના ઇતિહાસમાં વાલિયામાં છે જ.

લડતમાં ભાગ લેનારી આ બધી બ્હેનોનું બલિદાન વિશુદ્ધ હતું. તેમાંની કેટલીક અભણ હતી પણ તે જાણતી હતી કે કોમના માન-રૂપી વસ્ત્રનું હરણ થતું હતું. તેમનું જેલ જવું તેમનો આર્તનાદ હતો. આવી હૃદયની પ્રાર્થના પ્રભુ સાંભળે છે. પ્રભુ ભાવનાનો ભૂખ્યો છે. ભક્તિપૂર્વક આપેલું પુષ્પ, પાંદડું કે પાણી પણ તે સ્વીકારે છે ને તેનું કરોડગણું ફળ આપે છે. આફ્રિકાના સત્યાગ્રહનો આ યજ્ઞ વાલિયામાં જેવી બ્હેનોને લીધે ફળ્યો છે એ આપણે જોઇએ છીએ.

# મજૂરોની ધારા

**અહેનોના** આ બલિદાનની અસર મજૂરો પર અદ્‌ભુત થઈ. મજૂરોએ પોતાનાં ઓજાર છોડયાં. તેઓની ધારા ચાલી. મને ખબર પડતાં હું ન્યુકેસલ પહોંચ્યો.

આવા મજૂરોને પોતાનાં ઘર હોતાં નથી. માલિકોજ તેઓને સારુ ઘર બનાવે છે, રસ્તાઓ પર દીવાબત્તી મૂકે છે, તેઓને પાણી પાય છે. આથી મજૂરો દરેક રીતે પરાધીન બને છે અને છેવટે દુઃખી થાય છે.

મ્હારી પાસે અનેક જાતની ફરિયાદો આ હડતાળિયા લાવવા મંડયા. કોઇક કહે માલિકો રસ્તાની બત્તી બંધ કરે છે, કોઇ કહે પાણી બંધ કરે છે, કોઇ કહે અમારો સરસામાન કોટડીની બહાર ફેંકી દે છે. એક પઠાણે તો મારી પાસે પોતાનો વાંસો બતાવ્યો ને બોલ્યો, "યહ દેખો. મુઝે કૈસે મારા હૈ. મૈંને આપકે લિયે બદમાશકો છોડ દિયા હૈ. આપકી યહી હુકમ હૈ, મૈં પઠાન હૂં, ઔર પઠાન કભી માર ખાતા નહીં હૈ; વહ તો માર મારતા હૈ."

મેં જવાબ આપ્યો: 'ભાઇ, તુમને બહોત હી અચ્છા કામ કિયા. ઇસીકો મૈ સચ્ચી બહાદુરી કહતા હૂં. તુમારે જૈસે લોગોંસે હમ જીતેંગે."

મેં આમ મુબારકબાદી તો આપી, પણ મનમાં વિચાર્યું કે આનો ઉપાય શો ? રસ્તો એક જ હતો કે લોકોએ માલિકોની કોટડીઓ છોડવી. એટલે 'હિજરત' કરવી.

મજૂરો પાંચ પચીસ ન હતા, સેંકડો હતા; હજારો થતાં ય વાર ન લાગે. તેઓને સારુ મકાન કયાંથી કાઢવું ? ખોરાકને સારૂ તો વિશ્વાસ હતો કે વેપારીવર્ગ પાછી પાની નહિ કરે. ન્યુકેસલના વિદ્યાર્થિઓએ રાંધવા વાસણ આપ્યાં ને ચાવલ તથા દાળની ગુણો મોકલી. બીજાં ગામોમાંથી પણ દાળ,ચાવલ, મસાલા વગેરેનો વરસાદ વરસ્યો.

માણસોની ભીડ જામી. લગભગ પાંચ હજાર મજુરો એકઠા થઇ ગયા. આ બધાને એકજ સ્થળે ને વગર ધંધે સાચવવા અશક્ય નહિ તો ભયાનક કામ હતું. મને ઇલાજ મળ્યો. મારે આ બધાને ટ્રાન્સવાલ લઇ જવા અને જેલમાં બેસાડી દેવા.

પણ આવડી મોટી સંખ્યાને ટ્રેનથી ન લઇ જઈ શકાય. એટલા પૈસા કયાંથી કાઢું ? અને એમાં લોકોની પરીક્ષા પણ શી ? ન્યુ કેસલથી ટ્રાન્સવાલની સરહદ ૩૬ માઇલ હતી. નાતાલનું સરહદી ગામ ચાર્લ્સટાઉન અને ટ્રાન્સવાલનું વોકસરસ્ટ હતું. અંતે પગપાળા મુસાફરી કરવી એવો મેં નિશ્ચય કર્યો.

મજૂરો એકઠા થયા. એની સાથે મેં મસલત કરી. આમાં સ્ત્રીઓ, બચ્ચાં વગેરે હતાં. કેટલાકે આનાકાની કરી. હવે હૃદય કઠણ કર્યા વિના મારી પાસે બીજો ઇલાજ ન હતો. જેને જવું હોય તે ખાણો ઉપર પાછા જાય, એમ મેં જણાવ્યું; પણ કોઇ પાછું જવા તૈયાર ન થયું. જેઓ અપંગ હતા તેઓને ટ્રેનથી મોકલવાનો ઠરાવ થયો. બાકીના બધાએ પગે ચાલીને ચાર્લ્સટાઉન જવાની તૈયારી જાહેર કરી. આ મજલ બે દિવસમાં પૂરી કરવાની હતી. સૌ આનંદમાં આવી ગયા.

આ કૂચની હવે હું તૈયારી કરી રહ્યો હતો ત્યાં ખાણુના માલિકોને મળવાનું મને કહેણુ આવ્યું. હું ડરબન ગયો. વાતચીત કરી પણુ કાંઇ સલાહ ન થઇ. હું પાછો ફર્યો.

મારે તો હવે કૂચ કરવાનું જ બાકી રહ્યું હતું. એક દિવસ મળસ્કે ઉઠીને કૂચ કરવાનું લોકોને કહી દીધું. રસ્તે ચાલવાના નિયમો સંભળાવ્યા. પાંચ છ હજારનું ટોળું સાચવવું એ જેવી તેવી વાત ન હતી. મારી પાસે તેઓની નહોતી ગણુત્રી કે નહોતાં નામઠામ. જે રહ્યા તે રહ્યા એમ હિસાબ હતો. જોઇએ તે કરતાં વધારે કપડાં ન લેવાની સૌની સાથે શરત હતી. સૌએ સવશેર રોટી અને અઢી રૂપિયાભાર ખાંડથી સંતોષ માનવાનો હતો.

રસ્તામાં કોઇનો માલ ન લેવાય, અમલદારો અથવા કોઇ અંગ્રેજ મળે, ગાળો દે અથવા માર મારે તે સહન કરવો, કેદ કરે તો થઇ જવું, હું પકડાઇ જાઉં તો પણુ તેઓએ કૂચ ચાલુ રાખવી; વગેરે વાતોની સમજણુ પાડી અને મારી અવેજીમાં કોણુ કોણુ આવશે તેનાં નામ પણુ જણાવ્યાં.

લોકો સમજ્યા. કાફલો સહીસલામત ચાર્લ્સટાઉન પહોંચ્યો. કોઇએ રસ્તાની તકલીફને ન ગણુકારી. આમાંની બે બ્હેનો તો અત્યંત બહાદુર હતી. કૂચ દરમ્યાન એકના બાળકને શરદી થઈ અને તે મરી ગયું. બીજીનું બાળક એક વોંકળો ઓળંગતાં તેની કાખેથી પડી ગયું અને ધોધમાં તણાઇ ડુબી મૂઉં. પણુ માતા નિરાશ ન થઇ. બન્નેએ કૂચ જારી રાખી. એકે તો કહ્યું; 'આપણે મૂએલાનો શોક કરીને શું કરશું? તે કાંઇ પાછાં ઓછા જ આવશે! જીવતાની સેવા કરવી એ જ આપણો ધર્મ છે." આવા શાંત બહાદુરીના, ઇશ્વર આસ્થાના, જ્ઞાનના દાખલા ગરીબોમાં મેં અનેકવેળા અનુભવ્યા છે.

ચાર્લ્સટાઉનમાં વેપારીઓએ ખૂબ મદદ કરી. પોતાનાં મકાનોનો ઉપયોગ કરવા આપ્યો. મસ્જીદના ફળિયામાં રસોઇ કરવાની રજા આપી. રસોઇમાં ચોખા ને દાળ અપાતા. લીલોતરી ખૂબ આવી હતી પણ તે નોખી રાંધી શકાય તેવી સ્થિતિ જ નહોતી, એટલે તેને દાળમાં નાખવામાં આવતી. રસોડું ચોવીશે કલાક ચાલતું, કેમકે માણસો ભૂખ્યાં તરસ્યાં ગમે ત્યારે આવી પહોંચે.

આ માણસોની ધીરજનો તથા સહનશીલતાનો હું વિચાર કરૂં છું ત્યારે મારી આંખ આગળ ઇશ્વરનો મહિમા ખડો થાય છે. રસોઇમાં હું મુખીયો હતો. કોઇ વેળા દાળમાં વધારે પાણી પડે તો કોઇ વેળા કાચી રહે. કોઇ વેળા શાક ન ચડે અને કોઈ વેળા ભાત કાચો રહે. આવા ખાણુને ય હસતે ચહેરે ચલાવી લઇ જમનારા જગતમાં ઓછા હોય છે. એ ઓછામાં આ બધાનો સમાવેશ થતો.

રાંધવા કરતાં પીરસવાનું કામ વધારે મુશ્કેલ હતું; અને તે તો મારે હસ્તક જ રહે. માણસો વધી પડે અને ખોરાક ઓછો હોય ત્યારે ઓછું આપી સંતોષવાનું કામ મ્હારેજ કરવાનું હતું. એ બ્હેનો કે જેને મેં ઓછું આપ્યું હોય ત્યારે પળવાર મારા સામું ઠપકાની નજરથી જોતી અને પછી મારી મુશ્કેલી સમજી, હસીને ચાલી જતી. એ દશ્ય જીંદગીભર ન ભૂલાય તેવું છે. હું કહી દઉં કે, 'હું લાચાર છું. મારી પાસે પકાવેલું થોડું છે ને ઘણાં જણાં જમનાર છે એટલે મારે તમને સૌને ભાગે પડતુંજ આપવું રહ્યું.' આટલું એ સમજે એટલે 'સંતોષમ્' કહી હસીને રવાના થાય.

આવી શાંતિમાં સત્યાગ્રહીની ટુકડી છાવણી નાખી કાલની જરાય ચિંતા કર્યા વગર પડી હતી.

## કાફલો ઉપડયો

હવે ચાર્લ્સટાઉનથી ટ્રાન્સવાલમાં પ્રવેશ કરવાનો સમય આવ્યો હતો. મેં સરકારને કાગળ લખીને જણાવ્યું; 'અમે ટ્રાન્સવાલમાં દાખલ થવા માગીએ છીએ તે ત્યાં જ ઘર કરી રહેવા માટે નહિ પણ સરકારે જે વચનભંગ કરેલો છે તે સામે અમારો અસંતોષ જાહેર કરવા. જો તમે અમને અહીં ચાર્લ્સટાઉનમાં જ પકડી લેશો તો અમે વધુ નિશ્ચિંત થઇશું. જો તેમ નહિ કરો ને અમારામાંના કોઇ છાની રીતે ટ્રાન્સવાલમાં પ્રવેશ કરશે તો તેને સારૂ હવે અમે જવાબદાર નથી. આ લડતમાં કોઈ વ્યક્તિનો સ્વાર્થ નથી. એમાં તો અમારા માનભંગથી થતા દુ:ખની નિશાની જ માત્ર છે. વળી એટલું પણ જાણજો કે જો તમે ત્રણ પૌંડનો કર કાઢી નાખશો તો અમારી સાથે છે તે ગિરમીટિયા પાછાં કામે વળગશે ને હડતાળ બંધ થશે.'

આ કાગળ વાંચ્યા પછી સરકાર અમને ક્યારે પકડે તે કહી ન શકાય એવી સ્થિતિ હતી, પણ સરકારના જવાબની કાંઇ દિવસો સુધી રાહ જોવાય! એક બે ટપાલની બહુ બહુ તો રાહ જોવાય. આથી ઠરાવ્યું કે જો સરકાર હમણાં જ ન પકડે તો ચાર્લ્સટાઉન છોડી ટ્રાન્સવાલમાં પ્રવેશ કરવો. હંમેશાં વીસથી ચોવીસ માઇલની

કૂચ આઠ દિવસ કરવી અને ત્યાં સુધીમાં ન પકડે તો ટોલ્સ્ટોય-ફાર્મમાં પહોંચવું, ત્યાં લડત ચાલે ત્યાં લગી રહેવું અને આજીવિકા મેળવવી. બધાને ફાર્મમાં રહેવાની વ્યવસ્થા મિ. કેલનબૅકે રાખેલી જ હતી.

ખાવાનું તો રોટી અને ખાંડ સિવાય કંઈ હતું જ નહિ, પણ આ રોટી આઠ દિવસ સુધી કઈ રીતે પુરી પાડી શકાય. રોજની રોજ લોકોને વહેંચી દેવી જોઇએ. આનો ઉપાય તો એજ રહ્યો કે અમને દરેક મજલે કોઇ રોટી પહોંચતી કરે. આ કોણ કરે? ત્યાં હિંદી ભઠિયારાઓ તો હોય જ નહિ. વળી દરેક ગામમાં રોટી બનાવ-નારા પણ ન હોય. ત્યારે આ કામ કોઇ શહેરી ભઠિયારો જ દરરોજ રેલ્વે પર પહોંચાડીને કરી શકે. ચાર્લ્સટાઉન કરતાં વોકસરસ્ટ મોટું હતું. ત્યાં ભઠિયારાની મોટી દુકાન હતી. તેણે ખુશીથી દરેક સ્થળે રોટી પૂરી પાડવાનો કરાર કર્યો. જરાય વધુ પૈસા ન લીધા ને રોટી સરસ આટાની પૂરી પાડી.

રેલ્વેમાં મોટે ભાગે ગોરાઓ જ હતા પણ અમને રોટી વખત-સર પૂરી પાડવામાં એમણે ય સારી મદદ કરી, પૂરતી કાળજી વાપરી અને ખાસ સગવડો પણ કરી આપી. તેઓ જાણતા હતા કે અમારે કોઇની સાથે દુશ્મનાવટ ન હતી. અમારે કોઇને નુકશાન નહોતું પહોંચાડવું: અમારે તો જાતે દુ:ખ વેઠીને દાદ મેળવવી હતી. આથી અમારી આસપાસનું વાતાવરણ આમ શુદ્ધ થયું અને રહ્યું. મનુષ્ય જાતિનો પ્રેમભાવ પ્રગટ થયો.

સત્યાગ્રહી માનસહિત સમાધાની થાય તો તે કરવા હંમેશા તૈયાર રહે છે. મેં પણ એક વાર દૂરથી સરકારને તક આપવા ઇચ્છયું. કામળ, તાર વગેરે તો મોકલ્યાં જ હતાં. મારૂં અપમાન કરશે એમ લાગતું હતું છતાં ટેલીફોન પણ કરવો એમ નિશ્ચય કર્યો.

ચાર્લ્સટાઉનથી જનરલ સ્મટ્સને મેં પ્રિટોરિયા ટેલીફોન કર્યો. તેના મંત્રીને કહ્યું, 'જનરલ સ્મટ્સને કહો કે મારી કૂચની બધી તૈયારી છે. વોકસરસ્ટના લોકો ઉશ્કેરાયા છે, તેઓ અમારા જાનને પણ કદાચ નુકશાન કરે. તેઓ પણ આવું પરિણામ તો ન જ ઇચ્છે. ત્રણ પૌંડનો કર રદ કરવાનું તેઓ વચન આપે તો મારે કૂચ નથી કરવી; નકામો કાયદાનો ભંગ નથી કરવો.' અરધી મિનિટમાં જવાબ મળ્યો: 'જનરલ સ્મટ્સ તમારી સાથે કશો સંબંધ રાખવા નથી ઇચ્છતા; તમારી ઇચ્છામાં આવે તેમ કરો.' ટેલીફોન બંધ.

આવો જવાબ મેં ધારેલો જ હતો. માત્ર આટલી તોછડાઇની આશા નહોતી રાખી. છ વર્ષના અમારા રાજકીય સંબંધ પછી વિનયી જવાબ મળશે એમ મેં માનેલું. પણ આ અવિનયથી હું ઢીલો ન બન્યો. મારે હવે શું કરવું જોઇએ તે હું જોઇ શકતો હતો. બીજે દિવસે ધારેલે ટંકારે અમે પ્રાર્થના કરી. અને ઇશ્વરને નામે કૂચ શરૂ કરી. કાફલામાં, સંઘમાં, ત્યારે ૨૦૨૭ પુરુષો, ૧૨૭ સ્ત્રીઓ અને ૫૭ બાળકો હતાં.

ચાર્લ્સટાઉનથી એક માઇલ દૂર વોકસરસ્ટનું ગરનાળું આવે છે. તે ગરનાળું ઉતરો એટલે વોકસરસ્ટનું કહેતા ટ્રાન્સવાલમાં પ્રવેશ કર્યો ગણાય. આ ગરનાળાને છેડે ઘોડેસ્વાર પોલીસ હતી. હું પહેલો તેની પાસે ગયો, લોકોને કહી ગયો હતો કે ત્યાંથી નિશાની કરૂં ત્યારે તેઓએ દાખલ થવું. પણ હજુ હું પોલીસની સાથે વાત કરૂં છું ત્યાં તો બધાએ ધસારો કર્યો ને ગરનાળું ઓળંગી આવ્યા. સવારો આડા ફરી વળ્યા પણ આ કાફલો એમ રોકયો રોકાય તેમ ન હતો. અમને પકડવાનો તો પોલીસનો ઇરાદો હતો જ નહિ. મેં લોકોને શાંત કર્યા, બધું શાંત પડયું ને કૂચ શરૂ થઇ.

આ વોકસરસ્ટના લોકોએ બે દિવસ પહેલાં જ સભા ભરી હતી. અને હિંદીઓને અનેક પ્રકારની ધમકીઓ આપી હતી. આ સભામાં

મિ. કેલનબૅક હાજર હતા. તેમનું સાંભળવા કોઇ તૈયાર તો ન જ હતા; ઉલટા કેટલાક મારવા પણ ઉભા થયા હતા છતાં તેમણે હાજર થયેલાને કહ્યું: 'હિંદીઓની ઉપર તમે જે આરોપ મૂકો છો તે ખોટા છે. તેઓ તમારી સાથે લડવા નથી માંગતા; તેઓ તો શુદ્ધ ન્યાય માગે છે. તેઓ તમારી ગોળાથી કે ભાલાના ડરથી પાછી પાની નહિ કરે, જાતે દુઃખ સહન કરીને તમારું હૃદય એ પીગળાવશે જ. તમે હજુ ય ચેતો ને અન્યાયથી બચો.

આ સભાની અમને ખબર તો હતી જ એટલે ગોરાઓ કાંઈ તોફાન કરે તો તે માટે અમે તૈયાર હતા. પણ અમારું સરઘસ શાંતિથી ચાલ્યું. કોઈ ગોરાએ અટકચાળું સરખું ન કર્યું. સહુ આ નવું કૌતક જોવા નીકળી પડયા. કેટલાકની આંખમાં મિત્રતા પણ હતી.

આમ ચાલતાં અમારો પહેલો મુકામ આઠેક માઇલ દૂર એક સ્ટેશન છે ત્યાં થયો. અમે સાંજના છ સાત વાગે પહોંચ્યા. લોકોએ રોટી ખાંડ ખાધાં ને સહુ ખુલ્લી હવામાં, મેદાનમાં લાંબા થયા. કોઇ ભજન ગાતા હતા તો કોઇ વાતો કરતા હતા. ધીમે ધીમે થાકને લીધે સૌ નિદ્રાને વશ થયા.

# પકડાપકડી

**રાત** થતી ગઈ તેમ બધું શાંત થયું. હું પણ ઉંઘવાની તૈયારીમાં હતો, તેટલામાં ખડખડાટ સંભળાયો. ફાનસ લઈને ચાલ્યા આવતા ગોરાને મેં જોયા. હું ચેત્યો. મારે કશી તૈયારી તો કરવાની હતી જ નહિ. પોલીસ અમલદારે કહ્યું;

'તમારે સારુ મારી પાસે વોરંટ પણ તૈયાર છે; મારે તમને કેદ કરવા છે."

'ક્યારે?' મેં પૂછ્યું.

'હમણાં જ.' જવાબ મળ્યો.

'મને ક્યાં લઈ જશો?'

'અત્યારે તો નજીકના સ્ટેશન પર અને ત્યાંથી ગાડી મળશે એટલે વોકસરસ્ટ.'

હું બોલ્યો, 'ત્યારે હું કોઈને જગાડયા વિના તમારી સાથે આવું છું, પણ મારા સાથીને થોડી ભલામણ કરી લઉં.'

અમલદારે કહ્યું: 'ખુશીથી.'

પડખે સૂતેલ પી. કે. નાયડુને મેં જગાડયા. મારા પકડાયાની તેને ખબર આપી અને સવાર પડયે નિયમસર કૂચ કરવાનું પણ કહી દીધું. કૂચ તો સૂર્યોદય પહેલાં શરૂ કરવાની હતી. જ્યાં વિસામો લેવાનો ને રોટી વહેંચવાનો સમય આવે ત્યાં મારા પકડાવાની વાત લોકોને કરવી. દરમ્યાન જેઓ પૂછે તેને કહેતાં જવું. કાફલાને પકડે તો પકડાઈ જવું, ન પકડે તો કૂચ ચાલુ રાખવી. નાયડુ પોતે પકડાય તો શું કરવું એ પણ કહી રાખ્યું. મિ. કેલનબેક સાથે હતા એટલે કશો વાંધો ન હતો.

હું પોલીસની સાથે ગયો. ટ્રેનમાં બેઠા. વોકસરસ્ટમાં કેસ ચાલ્યો. કેસ ચલાવવા જેવો કશો પૂરાવો એ લોકો પાસે ન હતો માટે કેસ

મુલતવી રહ્યો. મેં જામીન પર છૂટવા અરજી કરી અને કારણમાં જણાવ્યું કે મારી સાથે ૨૦૦૦ માણસો તથા સ્ત્રીઓ અને બચ્ચાં છે. કેસની મુદત થાય તે દરમ્યાન હું તેમને ઠેકાણે પાડી આવું અને પછી જાતે હાજર થઇ શકીશ. પચાસ પૌંડના જામીન પર માજી-સ્ટ્રેટે મને છોડયો. મારે સારૂ મોટર તો મિ. કેલનબેકે તૈયાર જ રાખી હતી. હું તેમાં બેઠો ને કાફલા પાસે આવ્યો. લોકોએ મને વધાવી લીધો. તેમના આનંદનો પાર ન રહ્યો.

અમે આગળ ચાલ્યા, પણ મને છૂટો મૂકવો એ સરકારને ફાવે તેમ હતું જ નહિ. મને બીજી વાર અને બીજે દિવસે સ્ટેંડરટનમાં પકડયો. અહીં મને વિચિત્ર રીતે પકડવામાં આવ્યો. હું લોકોને રોટી વહેંચી રહ્યો હતો. અહીંના દુકાનદારોએ મુરબ્બાના ડબ્બાની ભેટ આપી હતી એટલે વહેંચવાના કામમાં જરા વધારે વખત જતો હતો. માજીસ્ટ્રેટ મારી પાસે આવી ઉભા. તેણે વહેંચવાનું કાર્ય પુરું થવા દીધું. પછી મને કોરે બોલાવ્યો. તેણે મને હસીને કહ્યું:

'તું મારો કેદી છે.'

મેં કહ્યું: 'મારો દરજ્જો ચડયો. પોલીસને બદલે માજીસ્ટ્રેટ પકડવા આવે; પણ મારી ઉપર કામ હમણાં જ ચલાવશો !"

તેણે કહ્યું; 'મારી સાથે જ ચાલો. કોરટ તો ચાલે જ છે.'

લોકોને મુસાફરી જારી રાખવાની ભલામણ કરી હું છૂટો પડયો. કોરટમાં પહોંચ્યો કે મેં મારા સાથીઓને પણ પકડાયેલા જોયા.

મને કોરટમાં તુરત ઉભો કર્યો. મેં વોકસરસ્ટમાં જણાવેલ એજ કારણે અહીં પણ મુદત માગી. માજીસ્ટ્રેટે મુદત આપી. વેપારી લોકોએ મારે સારૂ એક્કો તૈયાર રાખ્યો જ હતો તેમાં બેસાડી મને કાફલા નજીક પહોંચાડી દીધો. લોકોએ અને મેં માન્યું કે હવે તો અમે ટૉલ્સ્ટોય ફાર્મ ભેળા થશું જ; પણ એ ધારણા બરાબર ન હતી.

અમારો આખો પંથ સાત દિવસનો મુકરર થયો હતો. તેમાંથી ચાર મજલ હજુ બાકી રહી હતી. જેમ અમારો ઉત્સાહ વધે તેમ સરકારની જાગ્રતિ પણ વધવી જોઇએ. સરકારે જોયું કે મારા પકડાવા છતાં કાફલો ન નિરાશ થયો, ન બ્હીનો, ન તેણે તોફાન કર્યું. તોફાન કરે તો સરકારને દારૂગોળો વાપરવાની પુરી તક મળે. પણ એમાંનું કાંઇ ન બન્યું. સૌએ શાંતિ જાળવી. આ શાંતિમાં અને નિશ્ચયમાં અમારી જીત રહેલી હતી.

કાફલો હવે હેડલબર્ગ તરફ કૂચ કરી રહ્યો હતો. ગોખલે ઇચ્છતા હતા કે મિ. પોલાક હિંદમાં જાય અને ત્યાં જઇ અહીંની લડત માટે કાંઇક કામ કરે. હિંદમાં જતાં પહેલાં તે મને મળી લેવા અહીં આવ્યા હતા.

અમારી વાતો હવે પૂરી થઈ ગઇ હતી. બપોરના ત્રણ વાગ્યા હતા. ચાર વાગ્યાની ગાડીમાં મિ. પોલાક ચાલ્યા જવાના હતા. ત્યાં તો અમારી સામે એક ઘોડાગાડી આવીને ઉભી. તેમાં એશિઆ ખાતાના અમલદાર મિ. ચીમની અને પોલીસ અમલદાર હતા. બન્ને નીચે ઉતર્યા. મને એક બાજુ લઇ ગયા; એકે કહ્યું; 'હું તમને પકડું છું.'

આમ ચાર દિવસમાં હું ત્રણ વાર પકડાયો.

મેં પૂછયું; 'આ કાફલાનું શું?'

'એનું થઇ રહેશે.' જવાબ મળ્યો.

હું કંઇ ન બોલ્યો. મારા પકડાવાની જ ખબર માત્ર લોકોને આપવા દીધી. મેં પોલાકને કહી દીધું કે તમે કાફલાની સાથે જજો. લોકોને શાંતિ જાળવવાનું હું કહું છું, ત્યાંતો અમલદાર બોલ્યા.

'હવે તમે કેદી છો; તમારાથી ભાષણો ન અપાય.'

ગાડી ચાલી; એક ક્ષણમાં કાફલો અદ્રશ્ય થયો. એક જગ્યાએથી બીજી જગ્યાએ ફેરવી છેવટે મને હેડલબર્ગના થાણામાં ઉતાર્યો. રાત ત્યાં ગઇ.

કાફલાને લઇ પોલાક આગળ વધ્યા. હેડલબર્ગ પહોંચ્યા. અહીં આખા કાફલાને પકડવાની ગોઠવણુ થઇ રહી હતી. ખાસ એ ટ્રેન ઉભી રાખવામાં આવી હતી. લોકોએ કંઇક હઠ લીધી, 'ગાંધીને બોલાવો, તે કહે તો અમે પકડાઇએ ને ટ્રેનમાં બેસીએ.' આ હઠ ખોટી હતી, જેલ જવામાં ગાંધીનું શું કામ? મિ. પોલાકે લોકોને સમજાવ્યા. લોકો સમજ્યા અને ટ્રેનમાં બેઠા.

બીજી તરફથી મને કોરટમાં ખડો કરવામાં આવ્યો. મેં મુદત માગી પણુ તે ન મળી. આ વખતે મને ડંડી લઈ જવાનો હતો ને ત્યાં કામ ચાલવાનું હતું, તેજ દિવસે મને ડંડી ઉપાડયો.

ડંડીમાં મારા પર કામ ચાલ્યું. મને નવ મહિનાની જેલ આપવામાં આવી. હજુ વોકસરસ્ટમાં મારી ઉપર કામ ચલાવવાનું બાકી હતું. મને ત્યાં લઇ ગયા. ત્યાં મેં મિ. કેલનબૅક અને પોલાકને જોયા; આમ અમે ત્રણે જણુ સાથે મળ્યા તેથી અમારા હર્ષનો પાર ન રહ્યો. અમને ત્રણેને ત્રણુ ત્રણુ માસની જેલ મળી. અમને થયું કે હવે અમે સાથે તો રહી શકીશું. પણુ સરકારને એ ક્યાં પોસાય તેમ હતું?

તોય થોડા દિવસ તો વોકસરસ્ટની જેલમાં અમે સુખે રહ્યા. હંમેશાં નવા કેદીઓ આવે તેની મારફત બહારની ખબર પડે. આ કેદીઓમાં હરબતસિંહ કરીને એક બુઢ્ઢો હતો. તેની ઉંમર ૭૫ વરસથી વધારે હતી. તે કાંઇ હડતાળિયો ન હતો. પણુ લોકોમાં મારા પકડાયા પછી જે ઉત્સાહ વધ્યો હતો તેણે આનામાં પણુ અસર કરી. તે આવ્યો. મેં તેને પૂછ્યું : 'આપ જેલમેં ક્યોં આયે? આપ જૈસે બુઢ્ઢેકો મૈંને જેલમેં આનેકો નહિ કહા હૈ.'

એણે જવાબ આપ્યો : 'જબ આપ, અપની ધર્મપત્ની ઔર આપકે લડકે જેલ ચલ ગયે તબ મૈં કૈસે રહ સકતા?'

'લેકિન આપસે જેલકે દુઃખકી બરદાસ નહિ હો સકેગી; મૈં આપકે છૂટનેકી તજવીજ કરૂં?'

તેણે જવાબ વાળ્યો : 'મૈં હરગીઝ જેલ નહિ છોડૂંગા : એક દિન તો મરના હી હૈ, ઐસા દિન કહાંસે કિ મોત યહાં હો જાય.'

આ દૃઢતાને હું કેમ ચળાવું ? ચળાવતાં યે એ ચળે એમ ન હતા. મારું માથું આ નિરક્ષર જ્ઞાની પાસે નમ્યું. એની ભાવના હતી એમજ થયું. તેનું મૃત્યુ જેલમાં જ થયું. એનું શબ ડરબન મંગાવવામાં આવ્યું અને તેને સેંકડો હિંદીઓની હાજરીમાં માનપૂર્વક અગ્નિસંસ્કાર થયો. આવા હરબતસિંહ લડાઇમાં એક ન હતા, અનેક હતા, પણ જેલમાં મરણનું સદ્‌ભાગ્ય તો કેવળ આ એકનેજ મળ્યું.

હવે વધારે વખત અમે ત્રણે જણ સત્યાગ્રહીઓની વચ્ચે રહીએ એ સરકારને ભયંકર લાગ્યું. એણે અમને નોખા પાડવા વિચાર્યું. મિ. કેલનબૅકને પ્રિટોરિયાની જેલમાં, મિ. પોલાકને જરમિસ્ટનની જેલમાં અને મને બ્લુમફૉનટીનની જેલમાં મોકલી આપ્યો.

પેલા મોટા કાફલાને જે ખાસ ટ્રેનમાં બેસાડયો તે કંઇ તેમને ઉજાણીએ મોકલવાને ખાતર નહિ પણ એરણે ચઢાવવા. રસ્તામાં તેઓને ખાવા સારૂ કશો બંદોબસ્ત ન હતો. નાતાલ પહોંચતાં જ તેમના પર કામ ચાલ્યું. બધાને જેલ મળી.

આટલું તો ધારેલું જ હતું. આટલું તો ઇચ્છતા જ હતા. પણ હજારોને જેલમાં રાખવા એટલે સરકારનું ખરચ વધે; અને હિંદીઓને મનગમતું મળ્યું ગણાય. આવું લાંબો વખત ચાલે તો પેલો કર પણ રદ કરવો પડે. આથી સરકારે નવી યુક્તિ શોધી.

જ્યાં જ્યાંથી ગિરમીટિયા ભાગ્યા હતા તે તે જગ્યાઓને જ એક તેણે નવો કાયદો કરી જેલ બનાવી. ખાણોના નોકરોને દરોગા નીમ્યા. આમ કરી જે વસ્તુનો મજૂરોની ત્યાગ કર્યો હતો તે જ વસ્તુ સરકારે બળાત્કારે કરાવી અને ખાણો ચાલુ થઇ.

પણ મજૂરો તો બહાદુર હતા. તેઓએ ખાણોમાં કામ કરવાની ચોખ્ખી ના પાડી. પરિણામે તેમને ફટકાના માર સહન કરવા પડયા; લાતો ખાવી પડી; અત્યાચારો ખમવા પડયા. આ બધું ગરીબ મજૂરોએ ધીરજપૂર્વક સહી લીધું.

આ અત્યાચારોના તાર હવે હિન્દુસ્તાન આવ્યા. માંદગીને બિછાનેથી ગોખલે તેનો પ્રચાર કરવા લાગ્યા. પરિણામે આખું હિન્દુસ્તાન ભડકી ઉઠયું; આફ્રિકાનો સવાલ મોટો થઇ પડયો.

# આઠ વરસને અંતે

**ખાણોવાળા** મજૂરોની આ દશાની ખબર પવનવેગે નાતાલના બીજા ભાગમાં પહોંચી ગઈ. મેં તો જેલ જતી વખતે જ સાથીઓને ચેતવ્યા હતા કે તેઓ વધારે મજૂરોને હડતાળ પાડતા રોકે. પણ એ પૂર કાંઈ કોઇનું રોકયું રોકાય? હજારો મજૂરો ઓચિંતા નીકળી પડયા. સરકારે હવે બંદૂકનીતિ અખત્યાર કરી, લોકો પાછા જવાની સામે થયા, કોઈએ પથરા પણ ફેંકયા; ગોળીબાર થયો. ઘણા ઘાયલ થયા; બેચાર મરાયા, પણ લોકોનો જુસ્સો મોળો ન પડયો.

આ બધા ખબર હિંદુસ્તાન તો પહોંચતા જ હતા. તે વખતના હિંદના વાયસરોય લોર્ડ હાર્ડિંગે આ વસ્તુસ્થિતિ તપાસી મદ્રાસમાં એક ભાષણ કર્યું. દક્ષિણ આફ્રિકામાં અને વિલાયતમાં એ ભાષણે ખળભળાટ કરી મૂકયો. એમાં સરકારની સખ્ત ઝાટકણી હતી; સત્યાગ્રહીઓના કાયદાભંગને ટેકો હતો.

હજારો નિર્દોષ માણસોને જેલમાં રાખવાની શક્તિ હવે દક્ષિણ આફ્રિકાની સરકાર પાસે ન હતી; વાઇસરોય પણ તે સાંખે એમ નહોતું. આખું જગત જનરલ સ્મટ્સ શું કરશે એ જોઇ રહ્યું હતું. આવે સમયે સામાન્ય રાજ્યો જે કરે છે તે જ દક્ષિણ આફ્રિકાની

સરકારે કર્યું; એક કમીશન નીમ્યું તેમાં ત્રણ જણ હતા. ત્રણમાંના એક સભ્ય કોમ તરફથી હોવા જોઇએ એમ હિંદીઓએ ઇચ્છયું, પણ સરકારે એ માગણીનો સ્વીકાર ન કર્યો. માત્ર કમીશનના કામમાં સરળતા થાય એ સારૂ કેલનર્બેકને, મિ૦ પોલાકને અને મને છોડી મૂકવામાં આવ્યા. અમે આટલા વખત સુધીમાં ભાગ્યે જ બે માસની જેલ ભોગવી હશે.

આ કમીશનમાં અમારામાંના કોઇને ન લેવામાં આવે તો અમે કૂચ કરવાની તૈયારી કરતા હતા ત્યાં ગોખલેનો તાર આવ્યો; 'કૂચ હમણાં બંધ રાખો અને કમીશનને યોગ્ય પુરાવા આપી એના કામમાં મદદ કરો.'

અમારી દશા જરાક વિચિત્ર થઇ; પણ અમે કમીશનમાં ભાગ ન જ લેવો એવો ઠરાવ કર્યો. બીજી બાજુથી ગોખલેની ઇચ્છા મુજબ કૂચ કરવાનું હાલ તુરત મુલતવી રાખ્યું.

કમીશનનું કામ પૂરૂં થયું. યુનિયન સરકારે કાયદો કરી હિંદીઓની માગણીઓને બહાલ રાખી. ત્રણ પૌંડનો કર નાબૂદ થયો; જે વિવાહ હિંદમાં કાયદેસર ગણાય તેને અહીં પણ કાયદેસર ગણ્યા; દક્ષિણ આફ્રિકામાં રહેવાના હિંદીઓને હક્ક મળ્યા. આઠ વરસને અંતે–૧૯૧૪ માં–અમારી આ લડત પૂરી થઈ; અંતે સત્યનો જય થયો.

જે દક્ષિણ આફ્રિકામાં એકવીસ વર્ષ મેં નિવાસ કર્યો અને અસંખ્ય કડવા મીઠા અનુભવો લીધા, તે દેશને છોડવાનું મને બહુ વસમું લાગ્યું; હું દિલગીર થયો પણ હિંદમાં આવીને સેવા કરવાના હર્ષમાં એ દુઃખ મેં સહી લીધું.

# વિદ્યાર્થીઓને

**: કેટલાક પ્રશ્નો :**

## નોંધ :—

વિદ્યાર્થીઓએ જે વાંચ્યું છે, જેનો અભ્યાસ કર્યો છે, તેને પોતાની જ ભાષામાં વ્યક્ત કરી શકે, લખી શકે, એવા આશયથી નીચે કેટલાક સૂચક પ્રશ્નો આપવામાં આવે છે. શિક્ષકો તેનો પૂરો ઉપયોગ કરશે એવી આશા છે. પ્રકરણ અને પ્રશ્નોનો ક્રમાંક એક સરખો જ છે.

૧ આ પુસ્તક લખવામાં ગાંધીજીનો શો હેતુ છે?

૨ ગાંધીજીનો જન્મ ક્યાં થયો હતો? પિતાનો સ્વભાવ કેવો હતો? માતા ભક્ત હતી એ કયા બનાવ પરથી જાણો છો?

૩ પરીક્ષા વખતે શું બન્યું? ગાંધીજી એના પરથી શું શીખ્યા?

૪ લગ્ન વખતે કેવી કેવી ધમાલ થાય છે? તમે જોયેલા એકાદ લગ્નનું વર્ણન કરો.

૫ કયા પ્રસંગને લીધે ગાંધીજીને ઠપકો મળ્યો અને તે રડ્યા? દરેક હિંદી બાળકે સંસ્કૃત શીખવું જોઈએ એમ ગાંધીજી શા માટે માને છે?

૬ કોના સંગથી ગાંધીજીને 'સુધારો' કરવાનું મન થયું ? કઇ કઇ દલીલોથી ગાંધીજીએ માંસાહાર કરવાનું સ્વીકાર્યું ?

૭ પ્રથમ વાર માંસ ખાતાં ગાંધીજીને શો અનુભવ થયો ? કયા કયા કારણથી એમણે માંસાહાર છોડયો ?

૮ આપઘાત કરવાનું મન ગાંધીજીને શાથી થયું હતું ? ગાંધીજીએ ચોરી શા માટે કરી હતી ? તેના પ્રાયશ્ચિત માટે એમણે શું કર્યું ?

૯ બધા ધર્મો વિષે સમાન ભાવ થવાનું કારણ શું હતું ? જેને ગાંધીજી ચમત્કારી છપ્પો કહે છે તેનો સાર શું હતો ?

૧૦ વિલાયત જવાનું કઇ રીતે નક્કી થયું ? શી પ્રતિજ્ઞા લીધી ? લેલી સાહેબ પાસે જતાં શું બન્યું ?

૧૧ શરમાળ સ્વભાવને લીધે સ્ટીમરમાં ને કોટડીમાં ગાંધીજીને શું અનુભવ થયા ? દાક્તર મહેતાએ તેમને સભ્યતાના શા શા પાઠ ભણાવ્યા ?

૧૨ ગાંધીજીને માંસ ખાતા કરવા માટે મિત્રે શું શું કર્યું ? હોબર્ન ભોજનગૃહમાં શું બન્યું ?

૧૩ 'ભોઠ' ન રહેવા માટે ગાંધીજીએ શી શી મહેનત કરી ? બેલનું પુસ્તક વાંચતાં એમને શી અસર થઇ ?

૧૪ કઇ રીતે ગાંધીજીએ ખર્ચ ઓછો કર્યો ને સાદાઇથી રહ્યા ? લંડનના કંગાળ ભાગના વિદ્યાર્થીઓને જોઈ વધુ શા ફેરફાર કર્યા ?

૧૫ અન્નાહાર મંડળમાં ગાંધીજી કઇ રીતે જોડાયા ? શરમાળપણાને લીધે ખાણા વખતે શું બન્યું ? એને લીધે કયો ફાયદો થયો એમ ગાંધીજી માને છે ?

૧૬ ગીતાજીના અભ્યાસની શરૂઆત કઈ રીતે થઇ ? ખ્રિસ્તીધર્મની અને ઇશુના પ્રવચનની એમના પર શી અસર થઇ ?

૧૭ બૅરિસ્ટર થયા પછી ગાંધીજીને કોરટમાં કેવો અનુભવ થયો? દાખલો આપો.

૧૮ બ્રિટિશ અમલદાર પાસે જતાં શું બન્યું? એ બનાવથી ગાંધીજીના જીવન પર કઇ અસર થઈ? તેમણે શું નિયમ કર્યો?

૧૯ આફ્રિકા જવાનું ગાંધીજીને કયે કારણે થયું? નકશો દોરી મુંબઇથી લામુ સુધીનો દરિયાઇ માર્ગ બતાવી શકશો?

૨૦ ડરબન ઉતરતાં જ ગાંધીજીએ લોકોમાં શું જોયું? પાઘડી ન ઉતારવા માટે શું બન્યું? છાપાંઓએ શું લખ્યું?

૨૧ પહેલા વર્ગની ટિકિટ છતાં અમલદારે ગાંધીજીને શા માટે ઉતારી નાખ્યાં? સ્વમાન જાળવવા ખાતર ગાંધીજીએ શું કર્યું?

૨૨ જીંદગીનું પ્રથમ ભાષણ ગાંધીજીએ કયાં કર્યું? શું બોલ્યા? લોકોને અંગ્રેજી ભણાવવા માટે એમણે શું શું કર્યું?

૨૩ કયા બનાવને લીધે ગાંધીજી હિંદ આવતા અટકયા? 'નાતાલ કોંગ્રેસ'ની સ્થાપના કઇ રીતે થઈ?

૨૪ બાલાસુંદરમને કારણે ગાંધીજીએ શું શું કર્યું? ગિરમીટિયા કોણ હતા? એમને કઇ જાતનાં દુઃખો હતાં? એ દુઃખો દૂર કરવા શું શું કરવું પકડયું?

૨૫ દરિયામાં તોફાન શરુ થતાં લોકો શું કરવા મંડયા? ગાંધીજીએ એ વખતે શું કર્યું?

૨૬ ગાંધીજીને સ્ટીમર પરથી કેમ ઉતરવા ન દીધા? ગામમાં જતાં ગાંધીજી પર શું શું વીતકો વીત્યાં? એનું કારણ શું હતું?

૨૭ ગાંધીજી છુપે વેશે કઇ રીતે નાસી છૂટયા? લોકો આ વખતે બહાર શી ધમાલ મચાવી રહ્યા હતા? તોફાનીઓ સામે કામ ચલાવવા સંબંધે ગાંધીજીએ શું જવાબ આપ્યો? એમના ઇનકારની ગોરાઓ પર શી અસર થઇ?

૨૮ સાદાઈ વાપરવા ખાતર ગાંધીજીએ શું કર્યું ? હજામને ત્યાં શું બન્યું ? કોરટમાં શાની હસાહસ ચાલી ? ગાંધીજીએ શું જવાબ આપ્યો ?

૨૯ અંગ્રેજોને ખાતર ગાંધીજીએ શું શું કર્યું ? એ કામ કરવામાં કઈ જાતનું જોખમ રહેલું હતું ? હિંદી કોમને આ પ્રસંગથી કયો લાભ થયો ?

૩૦ ભેટો લીધી તે રાત્રિએ ગાંધીજીને શા શા વિચાર આવ્યા ? ઘરમાં એ ભેટો ન રાખવાનું શું કારણ હતું ? ગાંધીજીએ એ બધાનું શું કર્યું ?

૩૧ તમે મહાસભાના સ્વયંસેવક હો તો શું કરો ? બૅરિસ્ટર હોવા છતાં કારકુનનું કામ ગાંધીજીએ કેમ સ્વીકાર્યું ? સમિતિમાં કામ કઇ રીતે ચાલતું હતું ?

૩૨ ઘેટાંનો ભોગ ન આપવો જોઇએ એમ ગાંધીજી શા માટે માને છે ? તમે શું કહો છો ?

અત્યારનાં ગંદાં મંદિરોને સ્વચ્છ અને પવિત્ર બનાવવા માટે શું કરવું જોઇએ ?

૩૩ ત્રીજા વર્ગના બેસારૂને કયી કયી જાતની હાડમારીઓ હોય છે ? એનો ઉપાય શું ? તમે કરેલી એકાદ મુસાફરીનું વર્ણન આપો.

૩૪ ગીતાનો અભ્યાસ ગાંધીજીએ કયી રીતે કર્યો ? એના ઉપરથી એમને કયા કયા વિચારો આવ્યા ? એમણે એ વિચારોને અમલમાં લાવવા શું શું કર્યું ?

૩૫ જુદા જુદા ધર્મવાળા માણસો અને અંત્યજો માટે ગાંધીજીને કેવોક ભાવ હતો ?

એમની અને કસ્તુરબાઇની વચ્ચેનો ઝઘડો કયે કારણે થયો હતો ? ગાંધીજીએ શું કર્યું ?

૩૬ વકીલાતમાં ગાંધીજી કેવુંક જૂઠું બોલતા હતા ?
પારસી રૂસ્તમજીનો ગુન્હો જાણતાં એમણે તેને શી સલાહ આપી ?

૩૭ ' સર્વોદય 'ના વાચનની ગાંધીજી પર શી અસર થઇ ? એમાંના કયા કયા વિચારો એમને ખૂબ ગમ્યા ?

૩૮ ' સર્વોદય 'માંના વિચારોનો અમલ કરવા ગાંધીજીએ શું કર્યું ? પહેલી રાતનો અનુભવ શો હતો ?

૩૯ ગાંધીજી ' ઝૂલુ બળવા ' વખતે દરદીઓની સારવાર કરવા ન ગયા હોત તો દરદીઓની શી વલે થાત ?

૪૦ બીલમાં એવી કઇ ખરાબ કલમો હતી કે જેને માટે ગાંધીજીએ એને ' ખૂની કાયદો ' કહ્યો હતો ? પ્રતિજ્ઞા લેનારાઓને એમણે શી શી વાતથી ચેતવ્યા ?

૪૧ જેલમાં પ્રવેશ કરતાં જ ગાંધીજીને કેવા વિચાર આવી ગયા ?
એ શરમાયા શા માટે ?
જેલમાં ખોરાકની વ્યવસ્થા કેવી હતી ?
કઇ શરતે ગાંધીજીએ સમાધાની સ્વીકારી ?

૪૨ પઠાણુની ધમકીના જવાબમાં ગાંધીજીએ શું કર્યું ?
મીરઆલમે હવે શો પાઠ ભજવ્યો ? મારના બદલામાં મીર-આલમને ગાંધીજીએ શી શિક્ષા ઇચ્છી ?

૪૩ માંદગીને બીછાનેથી ગાંધીજીએ જે પત્ર લખ્યો એમાં તેમણે શું જણાવ્યું હતું ? ગાંધીજીએ પર હુમલો કર્યા પછી મીરઆલમની શી સ્થિતિ થઇ ?

૪૪ લીધેલા પરવાના બાળી નાખવાની સલાહ ગાંધીજીએ શા માટે આપી ? સભામાં શું થયું ? વગર પરવાને ફરનાર ફેરીઆની શી દશા થઇ ?

૪૫ ટૉલ્સ્ટૉયફાર્મમાં લોકો કયી રીતે રહેતા હતા તેનું વર્ણન કરો.? વિદ્યાર્થીઓને માટે ત્યાં શું વ્યવસ્થા હતી?

૪૬ કયા કારણ પછી સ્ત્રીઓએ લડાઇમાં ઝંપલાવવાનું શરૂ કર્યું? એમાંની એક બે બ્હેનોના બલિદાનની વાત જણાવો.

૪૭ પાંચ હજારના કાફલાને ગાંધીજી કયી રીતે ચાર્લ્સટાઉન લઈ ગયા? એમના ખોરાક માટે શું કરવામાં આવતું?

૪૮ આઠ દિવસની મજલ ગાંધીજીએ કયી રીતે ગોઠવી હતી? એમાં મુખ્ય કોણ હતા? કયાં જવાનું હતું?

૪૯ ગાંધીજીને એ વખત શા માટે કેદ કરી છોડી મૂકવામાં આવેલા? હરબતસિંહ અને ગાંધીજી વચ્ચે શું વાતચીત થઈ હતી? મજૂરો ઉપર સરકારે કયા બળાત્કાર, જુલ્મ કર્યા?

૫૦ કોના ભાષણને લીધે વિલાયતમાં અને હિંદમાં ખળભળાટ થઈ ગયો હતો.?

હિંદીઓની મુખ્ય ત્રણ માગણીઓ કયી હતી?

છેવટની સમાધાની માટે સરકારે શું કર્યું? કયા કયા હક્કો આપ્યા?

દક્ષિણ આફ્રિકાની લડાઇમાં મુખ્ય નેતા કોણ હતા?

# ન આવડે તો

: ૧ :

નિકટના–પાસેના
આત્મકથા–પોતાની કથા
વૃત્તાંત–હકીકત

: ૨ :

અવિનય–અવિવેક
રાજસ્થાનિક–દેશી રાજ્યના
પેન્શનર- લાંબી નોકરીને અંતે બેઠો પગાર મેળવનાર
વાયકા–વાત
હાજત–જરૂરિયાત
સાધ્વી–પવિત્ર; પતિવ્રતા
ધારણાં પારણાં–એકાંતરે જમવાનું વ્રત
દોહ્યલાં–મુશ્કેલ
રણવાસ–રાણીવાસ
આંકણી મૂકવી–કસ કાઢવો

: ૩ :

કાજી–ન્યાયાધીશ
કાવડ-કાંધે ઉપાડવાની ત્રાજવા જેવી ઝોળી.
દ્રશ્ય–દેખાવ
અરસામાં–વખતે
વિપત્તિ–દુઃખ
વ્યક્તિ–માણસ

: ૪ :

ખુવાર થવું-હેરાન થવું
અડસટ્ટો–અંદાજ
અભિલાષા–ઈચ્છા
પરાધીન–પરતંત્ર
દૈવ–નશીબ
મજલ–મુકામ; મુસાફરી
માયરામાં–માંડવામાં

: ૫ :

શિષ્યવૃત્તિ–વિદ્યાર્થીને મળતી પૈસાની મદદ.
ચીવટ–કાળજી
અસહ્ય–ન સહન થાય તેવું
પાત્ર–લાયક
અણગમો–ન ગમે તે
પ્રકૃતિ–સ્વભાવ
વ્યાયામ–કસરત
કસાયલું–મજબૂત
સિદ્ધ કરવું–સાબિત કરવું

સમસમી રહેવું–ધૂંધવાઇને બેસી રહેવું.
ગાફેલ–બેદરકાર
મુક્તિ–છૂટ્ટી
ખ્યાલ–વિચાર
આવશ્યક–જરૂરી
ખંત–ઉત્સાહ
નિભાવી લેવું–ચલાવી લેવું
અવગણના–અપમાન

: ૬ :

જ્યેષ્ટ–મોટા
ઉલ્લંઘન કરવું–કહે તેમ ન કરવું
નામાંકિત–પ્રખ્યાત
સંમતિ–કબૂલાત
માયકાંગલો–મૂડદાલ
મુગ્ધ કરવું–આશ્ચર્ય પમાડવું
મોહ–પ્રેમ
મુકરર–ચોક્કસ
સંપ્રદાય–ધર્મ
ધગશ–ઉત્સાહ

: ૭ :

ભઠિયારો–ભઠ્ઠી પર રાંધનારો
ઓકારી–લટીઊ
બબરચી–રસોઇયો (મુસલમાની કે ગોરો)
અખૂટ–ન ખૂટે તેવો
ક્વચિત–ક્યારેક

: ૮ :

પૂર્વનાં–પહેલાનાં
ઠૂંઠા–પીધેલી બીડીનો વધેલો ભાગ
સાલવું–દુઃખ દેવું
આપઘાત–પોતાની મેળે મરી જવું
સંધ્યા-સાંજ
તાડન કરવું–મારવું
શુદ્ધિ-પવિત્રતા
વહોરી લેવું–ઉપાડી લેવું
ભગંદર–એક જાતનો રોગ
બિન્દુ–ટપકું
આલેખવું–ચીતરવું
અપાર–ખૂબ

: ૯ :

અમોઘ–રામબાણ
અનાયાસે–એની મેળે
સમાનભાવ–સરખોભાવ
વાર્તાલાપ–વાતચીત
નર્સ–ચાકરી કરનાર
આસ્થા–શ્રદ્ધા
જડ ઘાલવી-મજબૂત થવી
સુત્ર–આદર્શ
કોડે–ઇચ્છાથી
દામ–પૈસા

: ૧૦ :

અધ્યાપક–પ્રોફેસર
વ્યાખ્યાન–ભાષણ
પંક્તિ–વર્ગ
ગમ પડવી–સમજ પડવી
વિમાસણ–ચિંતા
વ્યર્થ–નકામી
વંઠી જવું–ખરાબ થઈ જવું
સથવારો–સંગાથ
પુખ્ત–મોટી ઉંમરના

: ૧૧ :

નિભાવ–પોષણ
ભીરુતા–બીક
વિનોદ–મશ્કરી
અનાવશ્યક–જરૂરી નહિ તે
હળી જવું–ભળી જવું
આભા બનવું–આશ્ચર્ય થવું

: ૧૨ :

મણા–ખામી
આડ–બહાનું
બોટ–મૂઢ; બેવકૂફ
પ્રયાસ–પ્રયત્ન
ભિન્નતા–જુદાપણું
આદર–પ્રેમ

: ૧૩ :

ભીતિ–બીક
સભ્ય–સારા માણસ
છીછરો–અધૂરો, ખોટો
શિષ્ટાચાર–સારું વર્તન
ક્ષય થવો–બગડવું
બાહ્ય–બહારના, ઉપરના
સત્ર–શાળાનો અભ્યાસનો સમય
પરિવાર–કુટુંબ
ઘેલછા–ગાંડપણ

: ૧૪ :

સ્વચ્છંદતા–ફાવે તેમ કરવું તે
મૂર્છા–બેશુદ્ધિ
કરજ–દેવું
અંકુશ–દાબ
કચવાયો–દિલગીર થયો

: ૧૫ :

ભોગ–શોખ
સાપ્તાહિક–સાતવારિયું
દમામ–શોભા
અલ્પભાષી–થોડું બોલનાર
પરિપકવ–પાકા
સહાય–મદદ

: ૧૬ :

બદબોઈ કરવી–નિંદા કરવી
લોકવાયકા–કહેતી; અફવા

અભાવ—અપ્રીતિ
આચાર્ય—ગુરુ
ઋણુ—દેવાદાર
ઉપાસના—પૂજા

: ૧૭ :

આઘાત લાગ્યો—ખૂબ દુ:ખ થવું
અડીખમ—શૂરવીર
પ્રતિવાદી—દાવાનો બચાવ પક્ષનો માણુસ
જજ—ન્યાયાધીશ
આર્થિક—પૈસા સંબંધી
તોહમત—આરોપ
અક્કડ-રૂવાબવાળા
યથાર્થ—બરાબર
અસભ્યપણે—ખરાબ રીતે
ખુમારી—ગર્વ
સિફારસ—ખોટાં વખાણુ

: ૧૯ :

કેબીન—ઓરડી
ડેક—સ્ટીમર પરની ખુલ્લી જગ્યા
માલમ—સ્ટીમરનો ઉપરી

: ૨૦ :

ડક્કો—બારું
માનભંગ—અપમાન
અનર્થ—ખોટો અર્થ
વેઇટર—પીરસનાર (ગોરાનો)

: ૨૧ :

પરિચય—ઓળખાણુ
મોસમ—ઋતુ
બરદાસ—સેવાચાકરી
કથની—કથા; વાત

: ૨૨ :

પ્રવૃત્તિ—કામ
હાડમારી—દુ:ખ, મુસ્કેલી
દૃષ્ટાંત—દાખલો

: ૨૩ :

પ્રયોજન—કારણુ
મતાધિકાર—મત આપવાનો હક્ક
ધારાસભા—રાજ્યના કાયદા ઘડનારું મંડળ
હસ્તી—હયાતી
વિરોધ કરવો—સામે થવું
સંસ્થા—મંડળ
મસલત—વાતચીત

: ૨૪ :

ભાવના—વિચાર; ઇચ્છા
પ્રબળ—તીવ્ર
સમક્ષ—સામે
પ્રતિષ્ઠિત—આબરુદાર
નેમ—હેતુ

ગિરમીટિયા—જેની સાથે હિંદની બહાર કામ કરવા જવા માટે કરાર થયો હોય તેવા મજૂરો.
નિમિત્ત—હેતુ
નામોશી—નીચાપણું
સમસ્ત—આખા

: ૨૫ :

દુરસ્ત—વાજબી
ભાવી—ભવિષ્યના
ભવ્ય—મહાન
કરાર વળવો—શાંતિ થવી
ગાબડું—કાણું
ઉદ્‌ગાર—બોલ
અલોપ થવું—દેખાતું બંધ થવું
નિમાજ—પ્રાર્થના (મુસલમાનોની)
ઓતપ્રોત—એક

: ૨૬ :

બુરજ—વહાણ હંકારવાનું મથક
સરિયામ—ધોરી; મુખ્ય
ધમકી—ડરામણી

: ૨૭ :

તાસક—થાળી જેવું વાસણ
ડિટેક્ટીવ—છૂપી પોલીસ
હવાલે—કબજે
દૂષિત—ગુન્હેગાર
અતિશયોક્તિ—વધારીને કહેવું તે
વગોવવું—ફજેતી કરવી
પ્રતિનિધિ—કોઇને બદલે કામ-કરનારો માણસ
ઇનકાર—ના પાડવી

: ૨૮ :

રાચરચીલું-સરસામાન
સરંજામ-સામાન
આર—કાંજી; ખેળ
સ્પર્શ—અડવું
શ્યામવર્ણા—કાળા રંગના

: ૨૯ :

અનેક—ઘણા
શુશ્રુષા-સેવા; ચાકરી
પ્રમાણપત્ર—ખાતરીપત્રક; 'સર્ટિફિકેટ'
ઉત્તેજન—ઉત્સાહ
રંગરુટ—લશ્કરમાં ભરતી થનાર માણસ
તત્પર—તૈયાર
સંગ્રથિત-ગુંથાયલી; એકમેક

: ૩૦ :

સાથી—સાથે કામનાર
પ્રેમપાશ—પ્રેમનું બંધન
જીરવાય-સહન થાય

બાવરો–બેબાકળો; ગભરાયેલો

ટ્રસ્ટ–કોઈ વસ્તુને સાચવવા માટે નીમાએલું મંડળ

આપત્તિફાળો–મુશ્કેલીને વખતે વાપરવાના પૈસા

મોજૂદ–હયાત

વૃદ્ધિ–વધારો

અંગત–ખાનગી

: ૩૧ :

તાલીમ-કેળવણી

નિરાળું-જૂદું

દફ્તર–કાર્યાલય; 'ઓફીસ'

તંત્ર વ્યવસ્થા

સમિતિ–મંડળ

: ૩૨ :

પદ્ધતિ-રીત

લંગર–લાંબી હાર

હૃષ્ટપુષ્ટ–સાજાતાજા

મિજલસ–મેળાવડો

અપંગ–પાંગળું

: ૩૩ :

હાડમારી–મુશ્કેલી

યોજના–ગોઠવણ

મહાવ્યાધિ–મોટો રોગ

શિક્ષિત–ભણેલા

વર્તણુક–રીતભાત

: ૩૪ :

સ્વસ્થતા–શાંતિ

જિજ્ઞાસુ–નવું જાણવાની ઇચ્છા રાખનાર

અપરિગ્રહ–ધન વગેરે પોતાની પાસે ન રાખવું તે

લાગલો–તરત

'ઇંડિયન ઓપિનિયન'-'હિંદી-મત'

નિચોડ–સાર

પ્રતિસપ્તાહ–દરેક અઠવાડિયે

: ૩૫ :

પરાયાં–પારકાં

અબળા–બળ વગરની તે–સ્ત્રી

ધુંબો-મુક્કો

મોહાંધ–મોહમાં અંધ બનેલો

: ૩૬ :

સ્મરણ–યાદ

પદ–પદવી

સંજોગ–પરિસ્થિતિ

સંપાદન કરવું-મેળવવું

દાણી-જકાત લેનાર

લજ્જા–શરમ

પ્રાયશ્ચિત–કરેલા પાપનું તપ; પસ્તાવો

અભયદાન-રક્ષણ આપવું તે

: ૩૭ :

તત્કાળ-તરત જ
મહત્ત્વનો-મોટો
આજીવિકા-ગુજરાન

: ૩૮ :

આશ્વાસન-દિલાસો
સ્વીકાર કરવો-કબૂલ રાખવું

: ૩૯ :

સ્થિર-શાંત
બળવો-તોફાન
સલ્તનત-રાજ્ય
જખમી-ઘવાયેલા
સારજંટ-પોલીસ ઉપરી

: ૪૦ :

પરવાનો-લેખિત રજા હુકમ
રદ-નાબૂદ થાય
મુન્સફી-ઇચ્છા
હેબતાઇ જવું-આશ્ચર્ય થવું
યાહોમ કરવો-મરણિયા થવું
અવસર વખત
સંભવિત-શકય
દારોગો-કેદીની તપાસ રાખનાર
કસમ-સોગન
પિકેટ-પહેરો; ચોકી

: ૪૧ :

પહેરેગીર-ચોકીદાર
અથાગ-ખૂબ
વિઘ્નસંતોષી-બીજાને હેરાન કરી રાજી થનાર
હતાશ થવું-નાહિંમત થવું
અખબાર-છાપું
સુમસામ-શાંત
ક્ષોભ-ગભરાટ
હસ્તક-તાબે

: ૪૩ :

ઉમેદ-ઇચ્છા
કીસ્સો-બનાવ
જ્યોતિ-પ્રકાશ
દાખવી-બતાવી
ઉજાળવું-પ્રકાશિત કરવું
વિયોગ-જૂદા પડવું તે

: ૪૪ :

બહાલ-મંજૂર
દળ-લશ્કર
તવાઉં-નબળો પડું

: ૪૫ :

પગપાળા-પગે ચાલીને
સ્વાશ્રયી-પોતાની ઉપર જ આધાર રાખનાર

: ૪૬ :

શુભ–સારા

બલિદાન–ભોગ

નિરક્ષર–અભણ

: ૪૭ :

મુબારકબાદી-ધન્યવાદ

હિજરત કરવી–વતન છોડી ચાલી જવું

વાંકમા-ન્હાનો વ્હેળો

: ૪૮ :

નિવાસ કરવો-રહેવું

કાફલો–સંઘ; ટોળું

દાદ-ઈન્સાફ

: ૪૯ :

વોરંટ–પકડ હુકમ

નિમંત્રણ–આમંત્રણ

તજવીજ-કોશિશ

હરગીઝ–કદીપણ

અગ્નિસંસ્કાર કરવો–બાળવું

: ૫૦ :

અખત્યાર કરવું–હાથ લેવું

અસંખ્ય-પાર વગરનાં